ભારતી-પ્રકાશન: ૭૬

# પશ્ચિમના સમરાંગણે

[ 'All Quiet on the Western Front'નો અનુવાદ ]


મૂળ લેખક

એરિશ મેરિયા રેમાર્ક

અનુવાદક

હરજીવન સોમૈયા





ભારતી સાહિત્ય સંઘ

શ્રીમાળી સોસાયટી: પો. બો. નં. ૭૩

અમદાવાદ

વિશ્વસાહિત્યમાળા

પુસ્તક ત્રીજું

•

પહેલી આવૃત્તિ



મૂલ્ય

૧-૮-૦

**પ્રકાશક**
લક્ષ્મીદાસ પુરુષોત્તમ ગાંધી
ભારતી સાહિત્ય સંઘ
પો. બો. નં. ૭૩: અમદાવાદ

**મુદ્રક**
વિઠ્ઠલભાઈ દેસાઈભાઈ પટેલ
અશોક પ્રિન્ટરી
ખાડિયા : અમદાવાદ

# પશ્ચિમનું સમરાંગણ શાંત નથી

## ( ‘પશ્ચિમના સમરાંગણે’નો ગ્રંથપરિચય )

“ આજે તારો વારો, કાલે મારો, પણ જો આમાંથી જીવતો નીકળ્યો તો આની સામે, જેણે આપણ બેઉને પટક્યા છે, જેણે તને ભરખી લીધો છે, અને મને—? હા, મને પણ ભરખી લીધો છે, તેની સામે, જોજે, જંગ ન મચાવું તો ! મારું વચન છે, દોસ્ત ! આવું ફરી હવે નહિ બને. ”

આત્મરક્ષા ખાતર સંભ્રમમાં મારી નાખેલા ફ્રેંચ સૈનિકને સંબોધી આ શબ્દો બોલનાર પાછળનાં પાનાંમાંની કથાનો નાયક પૉલ બોમર તો મરી જાય છે, પણ કથાનો લેખક એરિક મારિયા રિમાર્ક જેણે પૉલના પાત્રમાં પોતાના જ પ્રાણની પ્રતિષ્ઠા કરી છે અને જે રણાંગણેથી મૃત્યુની દાઢમાંથી પાછો જીવન જીવવા

આવ્યો છે તેણે આ પુસ્તક લખીને એ વચન પાળ્યું છે. 'આવું ફરી નહિ બને' એવી સ્થિતિ તો માણસજાત પૂરેપૂરી ડાહી થઈ જાય ત્યારે દૂર દૂરને લાંબે ગાળે કોણ જાણે આવે તો, પણ આ પુસ્તકની લાખો પ્રતો ખપી તેણે આપવું ધારેલું દર્શન પ્રચર્યું છે તે પરથી યુદ્ધની સામેનું આ યુદ્ધ એટલા પૂરતું તો વિજયવંત નીવડ્યું ગણી શકાય.

વસ્તુતઃ એરિક રિમાર્કની પોતાની જ અનુભૂતિની આ કથા છે. અઢાર વર્ષની કુમળી વયે શાળામાંથી સીધા પશ્ચિમના સમરાંગણે ધકેલાઈ, યુદ્ધનાં અનેક આઘાતો ને અસરો ખમી, લડાઈ દરમિયાન ઘેર પોતાની પ્યારી માને અને યુદ્ધમેદાનમાં પોતાના સાથીદારોને ગુમાવી, યુદ્ધ શમ્યે આ દુનિયામાં કોઈ અટૂલા શૂન્યચિત્ત મુસાફરની માફક ફરી પ્રવેશ કરવાનું તેને માટે નિર્માણ થયેલું હતું. સમાધાનની કોઈ સ્થિર ભૂમિકા પર ઊભવાનું તો ત્યારપછી ઘણે વખતે તેને માટે શક્ય બનેલું. યુદ્ધની આવી અકળાવતી અસર જે તેને અને તેના જેવા અનેક જુવાન સૈનિકોને અનુભવવી પડી તેને શબ્દદેહ આપવાના આશયથી લેખકે પોતાની જ આપવીતી અહીં કથેલી હોઈ આ કથામાંનાં યુદ્ધવર્ણનો સમગ્ર વાતાવરણ, પૉલનાં મંથન તથા તેના સાથીઓનાં કાર્યો વગેરેમાં પૂરી સચ્ચાઈનો રણકાર સંભળાય છે. શાળેય જીવનમાંથી સૈનિક બનવા આવેલા ઓગણીસ વરસના પૉલ ને તેના વર્ગના વિદ્યાર્થીઓ, પૉલની માતાની બીમારી તથા પુત્રની માતા માટેની લાગણી, પૉલના સાથીઓમાંના ઘણાનું ધીમે ધીમે ખપી જવું—એ બધી આ કથામાંની બીનામાં લેખક પોતાના તથા મિત્રોના અનુભવની જ વણદાંકી વાત કરતા દેખાશે.

એ વાત લેખક કરે છે સૈનિકને શોભે તેવી સીધી સાદી પણ સજીવ શૈલીમાં. પોતાના અનુભવભંડારમાંથી યુદ્ધસ્મરણોની સુસંબદ્ધ ચિત્રાવલી કથનમાં ચાલુ વર્તમાનકાળનો એવો સફળ ઉપયોગ કરીને

લેખક અહીં રજૂ કરે છે કે વાચક આજની દુનિયા ભૂલી પચ્ચીસી પહેલાંની એ યુરોપીય યાદવાસ્થળીના બનાવોને જાણે પોતાની નજર સમક્ષ બનવાતા જોવા મંડી પડે છે. એક પછી એક આવતાં એવાં ચિત્રવર્ણનો સમસ્ત યુદ્ધનું એક અનુભવનિષ્ટ અને તેથી સાચું વાતાવરણ સજીવ કરી જાય છે. કુમળાં મગજોને દેશાભિમાનની અને ફરજની વાતોથી ઉશ્કેરી થતી સૈન્યભરતી, અર્થહીન કડકાઈવાળી તાલીમ, સમરાંગણના અને મૃત્યુના પ્રથમ દર્શનના આઘાતપ્રત્યાઘાતો, ઘાયલોની ઇસ્પિતાલોમાં થતી સારવાર, સગવડિયા ઑપરેશનથી જીવનભર અપંગ બની જવાથી સૈનિકોની યુદ્ધચર્યા અને આરામની પળોએ થતી ચર્ચાઓ, લડાઈમાંથી જન્મતી ભાઈચારાની લાગણી, ખાઈઓ, અંધારી રાતના બોંબો, તોપો અને રૉકેટોનું પ્રલયગીત, ખુલ્લી ઝપાઝપીઓ, ધડૂડૂ ધડૂડૂ કરતી બોંબગર્જનાથી નવા કાચા સૈનિકોને થતો ભય-ક્ષોભ-જન્ય ચિત્તભ્રમ, એવા અનુભવો તો રોજ રોજ થવાથી સૈનિકોમાં આવતી સ્થિતિ-સ્થાપકતા ને રીઢાપણું, છતાં મૃત્યુ સન્મુખ આવી ઊભે ત્યારે થતી આત્મરક્ષણની પ્રવૃત્તિમાં દેખાતી અદમ્ય જિજીવિષા, પકડાયેલા શત્રુકેદીઓ પ્રત્યે રખાતો વર્તાવ, કડક દેખાતા લશ્કરી અમલદારોની ભીરુતા, સૈનિકોનો ખોરાકમાં જ આવી રહેતો જીવનરસ—આવી બધી વિગત વિષે યથાપ્રમાણ માહિતી પુસ્તકમાંથી મળી જાય છે, જે યુદ્ધની નગ્ન વાસ્તવિકતા તથા ભયાનકતાનો ચોટદાર ખ્યાલ આપે છે. યુદ્ધ, માણસજાતને એનાથી વધુ સારો ઉપાય નહિ જડયો હોવાથી, કાંટાને કાઢવાના કાંટા જેવું અનિવાર્ય અનિષ્ટ હોય, કે कालोऽस्मि लोकक्षयकृत्प्रवृद्धः બોલતા કાળભગવાનની વખતોવખતની સપ્રયોજન લીલા હોય, કે કોઈ અગમ્ય મહાશક્તિનિર્મિત ભૂભાર હલકો કરવાની કે અન્ય કોઈ હેતુ સિદ્ધ કરવાની યોજના હોય, કે એના સર્જનહારને ખેદ ઉપજાવે તેવી પામર માનવીની સ્વાર્થ-પશુ-લીલાનું અતિકાય સ્વરૂપ હોય, કે રાજસત્તાધુરીણોની બાજી હોય,

જે હોય તે, પણ એ ખરેખર હોય છે કેવું તેનો ચિતાર અહીં મળી રહે છે. છાપાંની કે ઇતિહાસ (જેને કાર્લાઇલ આચ્છરેલા છાપાં-ખબર કહે છે)ની યુદ્ધકથાઓ યુદ્ધના વાસ્તવસ્વરૂપનો રૂંવાડાં ઊભાં કરી દે એવો સાચો ખ્યાલ ન આપી શકે. એ કામ તો કરી શકે રણખેલ ખેલી આવેલા, તેને ખબરપત્રી કે તટસ્થ જોનારની નજરે જોઈને નહિ પણ તેમાં ગળાબૂડ ખરડાઈને અનેક વાર મૃત્યુની દાઢમાંથી છટકી આવેલા કોઈ 'માંહી પડેલા' સૈનિકની આપવીતી. એવી આપવીતી અહીં છે.

આટલે સુધી તો થઈ યુદ્ધકથા. પણ એટલું જ કરી છૂટવાનો ઇરાદો લેખકનો નથી. એમને તો એ પોતાની ટૂંકાટચ પ્રસ્તાવનામાં કહે છે તેમ 'યુદ્ધમાંથી જીવતી આવેલી છતાં યુદ્ધમાં બધું ખોઈ બેઠેલી પેઢીની કથા' કહેવી છે, યુદ્ધે આત્માને હચમચાવી નાખનારો જે અનુભવ પોતાને બક્ષ્યો છે તેની વાત કરવી છે. આને સારુ યુદ્ધવર્ણનની સાથે જ, નિર્મળ મુગ્ધ હૃદયની કોરી પાટીએ જેઓ સૌથી વધુ અસર ઝીલી શકે તેવા પોલ અને તેના તરુણ મિત્રોનાં અનુભવ તથા મંથન પર લેખક આપણી નજર ઠેરવે છે. શાળા-શિક્ષક કેન્ટોરેકના ભાષણથી પ્રેરાઈ દેશભક્તિમાં પાછળ ન રહી જવા ખાતર પોલ બોમર ને તેના ઓગણીસ સહાધ્યાયીઓ સૈનિક બને છે કે તરત જ કડકાઈભરેલી અર્થહીન જડ તાલીમ તથા એક સાથે ખુલ્લામાં શૌચવિધિ પતાવવા જેવા નાનામોટા આઘાતો તેમને માટે તૈયાર હોય છે, પણ ઉત્સાહના ઉદ્રેકમાં એ સહી જવાય છે એટલું જ નહિ, એ તેમને રણાંગણ માટે તૈયાર અને રીઢા કરે છે. પરંતુ રણમેદાન પર મૃત્યુનું પ્રથમ દર્શન થતાં જ તેમને સત્યદર્શન કરાવતો દુઃખદ અનુભવ થાય છે કે, સ્વદેશધર્મની બડી બડી વાતો કરનારા કેન્ટોરેકોની દુનિયાના પોતે નથી રહ્યા. 'અમે જોયું કે એમની દુનિયા હવે નથી રહી. એકાએક અમે એકલા પડી ગયા. એકલાએ જ અમારે બધું જોવાનું.' આ આઘાત પછી

વધતો જાય છે અને કથાનાયક પાસે 'જુવાની ? તારુણ્ય ? ગયું એ બધું. આજે તો અમે બુઢ્ઢા છીએ' (પૃષ્ઠ ૧૪) અને 'જીવનમાં હજી અમે પ્રવેશ પણ નથી કર્યો. અમારું મૂળ પણ પકડાયું નથી ત્યાં તો લડાઈએ અમને ધોઈ નાખ્યા' (પૃષ્ઠ ૧૬) જેવા તો અનેક ઉદ્‌ગારો વારંવાર કઢાવે છે. પરિણામે જીવનથી છેદાયેલા, ભાવશૂન્ય, ઇચ્છાશૂન્ય, પ્રથમ સૈનિક, પછી વ્યક્તિ-માણસ—આ બધા બની જાય છે. અનુવાદને ૮૫ મે પાને આ મર્મઘાતક માનસિક મૃત્યુના અનુભવને સુંદર વાચા મળી છે. પરિણામે પૉલ જ્યારે રજામાં ઘેર જાય છે ત્યારે કોઈ પ્રેત મનુસૃષ્ટિમાં પાછું આવી અલિપ્તપણે લૂખી રીતે પોતાનાં ભૂતપૂર્વ સંબંધીઓને જોતું હોય તેમ તેનું થાય છે. એ એને પરદેશ લાગે છે; પોતે એ દુનિયાનો વાસી હવે નથી રહ્યો એમ એને લાગે છે. સગાંસંબંધી, પરિચિતો, એક વખતનાં પ્રિય પુસ્તકો—બધાં તેને પરાયાં લાગે છે, જૂનાં રસ ને હૂંફ એ એને નથી આપી શકતાં. પૂર્વની લાગણી તેનામાં સજીવન કરી શકે છે એક જ પ્રસંગ-પોતાની માતા સાથેનો મેળાપ ને વિદાય. પણ એ તો આ દશાને ખૂબ મર્મદાહક બનાવી મૂકે છે : 'કેટલાં નજીક છીએ, છતાં કેટલાં દૂર ?' (પૃ. ૧૨૯).

જીવતા મૃત્યુ જેવી આ સ્થિતિમાં જીવન પ્રત્યે વળગણ જેવું કશું રહ્યું નથી, પગ તળેથી ધરતી જાણે સરકી ગઈ છે, એવી મનોવેદનામાં ભવિષ્યનો વિચાર તો વળી બીજી મૂંઝવણ ઊભી કરે છે. બધાનાં મનમાં ઘોળાતો વિચાર એક વાર ક્રોપ વ્યક્ત કરી નાખે છે:—

"......લડાઇમાં લડશું, પણ પછી જે રીતે અમે ઘડાઇ ગયા હશું તેને બંધબેસે એવું બીજું જીવન અમને મળશે ? અમને આ લડાઇનો ઉપયોગ શું ? અહીં મરી ગયા પછી પણ અમારા મોતની સાર્થકતા શી ? આ પેઢીની આ જ દુનિયા ? યુદ્ધે આપણું સર્વસ્વ નષ્ટભ્રષ્ટ કરી નાખ્યું." (પૃ. ૬૦)

૧૯૧૮માં સુલેહની અફવાઓ કાને અથડાય છે ત્યારે તો સૈનિકોને આ મૂંઝવણ વધુ અકળાવે છે. કથાનાયક કહે છે તેમ તેમની પાસે જીવન ધારવા જેવું કોઈ લક્ષ્ય હવે નથી રહ્યું: થાકેલા, ભાંગી ગયેલા, સીજી ગયેલા આશાહીન સ્વરૂપે પાછા જવાનું રહ્યું છે. એવાઓને શો માર્ગ જડવાનો ત્યાં? અને મોટી કઠણાઈ તો એ કે જૂની પેઢી જો લડાઈ બડાઈ ભૂલી જઈ પોતાને મૂળ કામે પાછી વળગી જશે અને નવી એમને અજાણી હશે, જે એમને ધક્કો મારી કોરે ખસેડી દેવાની. ભૂમિ પર ભારરૂપ જીવન ખેંચવાનું જ બાકી રહેવાનું. આમ ભૂતકાળ એમને હવે હલાવી શકવાનો નહિ ( આખું ૮૫ મું પાનું વાંચો ), વર્તમાન તો જીવતા મોત જેવો જ અને ભવિષ્ય દિક્શૂન્ય ને હતાશ બનાવે એવો અંધકારમય– આવી સૈનિકોની કરુણ ત્રિશંકુદશા સ્વાનુભવને જોરે બરાબર દેખાડી આપી તેમાં રહેલી કરુણતા તરફ આંગળી ચીંધવાનો લેખકનો આશય આ પુસ્તકમાં લડતા સૈનિકોની પેઢીના લડાઈએ કરેલા સર્વનાશને તેનો પ્રધાન સૂર બનાવી મૂકે છે.

અઢારવીસ વરસના આશા ઉત્સાહથી થનગનતા વછેરા જેવા દૂધમલ જુવાનોને આવા નિરુત્સાહ, ચેતનશૂન્ય ડોસલા બનાવી દેનાર જે યુદ્ધ, તેના પર આ પુસ્તક જાણે એક તહોમતનામા જેવું નથી? લેખકે પોતાનો એવો સ્પષ્ટ ઈરાદો નથી એમ કહ્યું છે તો ય? જેના વાયરામાં ફસાઈ કશું જાણ્યા વગર કેન્ટોરેક જેવા શિક્ષકો ને ખુદ માબાપો જુવાનોને રણે ધકેલવા મંડે; જે જોસેફ બેહમ જેવા ગભરુ તરુણને, જેને મરવું નથી એવા કેમિરિકને, ગણિતશાસ્ત્રમાં સરસ કામ કરી શકત તે મુલરને અને ખેતીપ્રિય ડિટરિંગને હતા ન હતા કરી મૂકે; જે અઢાર અઢાર વરસના કુમળા આશાભર્યા, 'નિર્દોષ નાના ગલૂડિયાં જેવા' (પૃ. ૫૧) તરુણોને મોટી સંખ્યામાં યજ્ઞના બલિ તરીકે બૉંબવર્ષા ઝીલવા મોકલી આપે; જે એવા

ઘણાને જીવનભરના અપંગ બનાવી મૂકે; અને સુકુમાર જુવાનોને બાંબઈફેંકું 'લૂંટારા, હત્યારા ને 'સેતાની' બનાવી મૂકે તેવા યુદ્ધને માટે આવી હકીકતથી જ, તેમ કેટલીક વાર પોતાનો અભિપ્રાય વ્યક્ત કરતા જઈ લેખક ધારેલો અભિપ્રાય કેળવી શકે તેમ છે. રશિયન સૈનિકો વિષે બોલતાં "આજ્ઞાના એક શબ્દે આ મૂંગા માનવીઓને અમારા શત્રુ બનાવી દીધા : આજ્ઞાનો એક જ શબ્દ એમને મિત્રો પણ બનાવી શકે" (પૃ. ૧૩૪) એ વાક્ય, ખાઈમાં કથાનાયકે ફ્રેંચ સૈનિકને મારી નાખ્યાનો પ્રસંગ તથા કૈઝરની મુલાકાત પછી સૈનિકોની યુદ્ધસંબંધી આપસઆપસમાં થતી ચર્ચા (પૃ. ૧૪૪) યુદ્ધ ઉપર લેખકનું સુંદર ભાષ્ય જોવા નથી મળતું ? યુદ્ધનાં ગૌરવ અને પ્રતિષ્ઠાનો પડદો ચીરી તેની વાસ્તવિકતા, ભયાનકતા, તથા નિરર્થકતા એ રીતે આ પુસ્તક સ્પષ્ટ રીતે નથી બતાવી દેતું ? લડાઈ સામે લડાઈ ખેલવાનું થોડુંક તેમણે અહીં કર્યું અવશ્ય જણાય છે.

આ પુસ્તક વાંચતાં આટલી બધી અસર શાથી કરે છે ? એ માનવતાનું, વ્યથિત માનવતાનું, ઠેરઠેર આબાદ દર્શન કરાવે છે તેથી. વાચકહૃદય પર અવિસ્મરણીય છાપ પાડી જાય તેવા લાગણીપૂર્ણ પ્રસંગો લેખક સુંદર રીતે રજૂ કરે છે. પૉલનું પોતાની મા સાથેનું મિલન, ફ્રેન્ચ સૈનિકના ખૂનવાળો પ્રસંગ, રશિયન સૈનિકોને જોઈને ઊપજતા વિચારો, કેમિરિક અને કેનના મૃત્યુના પ્રસંગો આ વાતની સાક્ષી પૂરે છે. લડાઈ જેવા માનવશત્રુવ્યવસાયમાં લેખક માનવતાનું જે દર્શનપૂજન કરાવે છે તે વાચકના માનવતાપ્રેમને સળવળાવી વાચકહૃદયને પોતાનું કરી લઈ, લેખકના વક્તવ્યને તેના ચિત્ત પર બરાબર ઠસાવી દે તેમ છે. કથાનાયકની આખી આપવીતી ઘટતા પ્રસંગોએ માનવતાની દૃષ્ટિએ જ ચિંતનમંથન રજૂ કરતી જાય છે. આ દૃષ્ટિ અહીં કામ કરી રહી છે માટે જ પૉલ બોમર જર્મન સૈનિક અહીં મટી જાય છે ને આ યુદ્ધ ૧૯૧૪નું

યુદ્ધ રહેતું નથી. વિશિષ્ટને સર્વસામાન્યમાં અને પ્રાસંગિકને સનાતનમાં ફેરવી શકે એવી શક્તિ જે જે કૃતિમાં દેખાય તેને આપણે ઊંચી ગણવી જોઈએ. એવી શકિત આ કૃતિમાં વાચકોને જણાયા વિના નહિ રહે. પૉલ કોઈ પણ યુદ્ધનો એક માનવ–સૈનિક છે, અને એમાં વર્ણવાયેલી યુદ્ધકથા તે કોઈ પણ યુદ્ધની કથા બની શકે તેમ છે.

આથી જ આ પુસ્તક લોકહૃદયને સારી પેઠે આકર્ષી શકયું છે. અત્યાર સુધીમાં આ પુસ્તકની લાખો પ્રતો ખપી ગઈ છે અને ઘણી ભાષાઓમાં તેનો અનુવાદ થઈ ચૂકયો છે. કેટલીક સાહિત્યકૃતિઓ તેમાં રજૂ થતાં પ્રબળ અનુભવ અને જીવનદર્શનને લીધે (અને સાહિત્યકૃતિમાં તો આવો જીવનાનુભવ પ્રાણતત્ત્વ જ ગણાય) એટલી સમર્થ બને છે કે તેને લખાવટની શોભા કે મદદની જરૂર જ પડતી નથી. આ પુસ્તક માનવતાપ્રેમી દૃષ્ટિએ એક એવો પ્રબળ અનુભવ રજૂ કરે છે, તે સાથે તેને સરસ લેખનશૈલીની પણ મદદ મળી છે. એ અનુભવે પોતાને અનુરૂપ ભાષા અહીં મેળવી લીધી છે—પ્રસંગવર્ણનમાં આગળ કહ્યું તેમ ચિત્રાત્મક, લાગણીદર્શનમાં આર્દ્ર અને સચોટ, અને ચિંતનમંથનમાં કેટલીક વાર ફિલસૂફી ને કોઈ વાર કવિતાના પ્રદેશમાં સંચાર કરી આવે તેવી.

એવી કૃતિનો ગુજરાતી અનુવાદ અવશ્ય આવકાર્ય છે એટલું જ નહિ, એ આથી વહેલો થવો જોઈતો હતો એમ પણ કહી શકાય. ખંતીલા અનુવાદકે સુરુચિની દૃષ્ટિ રાખીને ગુજરાતી વાચકોને આપવું ઠીક ન ધારીને કેટલુંક (ખાસ કરીને સ્ત્રીઓ જોડેનો સૈનિકોનો પ્રસંગ) કાઢી નાખ્યું છે. મહાન કૃતિઓ ભાષાંતરના અનિવાર્ય ગેરલાભો ખમીને પણ ભાષાંતરસ્વરૂપમાં મૂળની અસરથી વાચકોને હલાવી જાય તેવી હોય છે. આ 'પશ્ચિમના સમરાંગણે'

૨૨૫૫૩

પણ ગુજરાતી વાચકોને મૂળ કૃતિની બધી સુગંધ આપી જશે એમાં શક નથી.

અનુવાદ બહાર પડે છે એવે સમયે, જ્યારે એમાં કથાવિષય બનેલ યુદ્ધની સુધારેલી વધારેલી પુનરાવૃત્તિ ખેલાઈ રહી છે. અનુવાદના પ્રકાશન માટે આ અવસર પસંદ કરી અનુવાદક 'ઇતિહાસ જે કંઈ શીખવે છે તે એટલું જ કે ઇતિહાસ કશું જ શીખવતો નથી' એ પ્રસિદ્ધ ઉક્તિને સ્મરાવવા તો નથી માગતા ?

કુમસ

તા. ૨૯-૫-૪૦ **અનંતરાય મ. રાવળ**



આ પુસ્તકના મૂળ લેખક

## એરિશ મેરિયા રેમાર્કનો પરિચય

ફ્રેંચ રેવોલ્યુશન વખતે ફ્રાંસમાંથી જર્મનીમાં આવીને રહાઇનલેંડમાં વસેલા એક ફ્રેંચ કુટુંબમાં એમનો જન્મ થયો છે. અઢાર વર્ષની ઉમર થઈ, એ વખતે નિશાળમાંથી નીકળી સીધા પશ્ચિમ યુદ્ધમોખરા પર એમને જવું પડ્યું. યુદ્ધ દરમિયાન એમની માતા મૃત્યુ પામી અને ઘણા મિત્રો લડાઈમાં મરાયા. યુદ્ધને અંતે તેમને લાગ્યું કે જગતમાં પોતે એકલા જ છે. લડાઈના પરિણામે એમની ઉમરના કુમારોએ જે વિશિષ્ટ પ્રકારની અસ્વસ્થતા ભોગવી તેનો એમના પુસ્તકમાં ચિતાર છે. પ્રથમ એમને આરામની અને શાંતિની

જરૂર લાગી, એટલે તેઓ દૂરના એક ગામડામાં નાના સરખા શિક્ષક બનીને બેઠા. પછી ઝડપભેર પ્રવૃત્તિઓ બદલતા ગયા. એક ગાંડાની હોસ્પિટલમાં વાદ્યવિદ્ તરીકે રહ્યા, પછી સંગીતશિક્ષક બન્યા, એક વેપારીને ત્યાં વ્યવસ્થાપક તરીકે રહ્યા, મોટરકારનો પણ ધંધો કર્યો, ટેકનીકલ ડ્રાફ્ટસમેન બન્યા અને નાટ્યવિવેચકનું કામ પણ કર્યું. પછી કેટલોક વખત દેશાવરમાં રહ્યા. દેશાવર રહેતાં જુગારમાં મોટી રકમ મળી. એનાથી મુસાફરી કરી. પાછા ફર્યા પછી એક મોટી પેઢીના પરદેશ સાથે વ્યવહાર કરનાર બન્યા. આગળ જતાં એ જ પેઢીમાં પ્રચારવિભાગના મુખ્ય તરીકે કામ કર્યું. છેવટે તંત્રી અને બર્લિનમાં મોટરનિષ્ણાત થયા. અને એ પછી અગાઉથી જરા પણ વિચાર કર્યા વિના પોતાને અને પોતાના મિત્રોને યુદ્ધમાં જે અનુભવો થયા તે લખી નાખ્યા. એ એમની ઉમરના કેટલા યે જુવાન મિત્રોથી છૂટા પડી જઈને, બીષણતાથી બળતા જળતા અને જીવનથી હારીને, અને એ કયા કારણે તેની પણ સમજ વિના ગમે તેમ જીવતા હતા તેમના ખ્યાલમાંથી આ પુસ્તક ઉદ્‌ભવ્યું. એમણે એમની પરિસ્થિતિનો વિચાર કર્યો અને નિર્ણય ઉપર આવ્યા કે આપણે બધા આજે પણ યુદ્ધનાં જ પરિણામો ભોગવી રહ્યા છીએ. એમનું આ પુસ્તક ત્રણ બાબતો ઉપર લક્ષ ખેંચે છે: યુદ્ધ, ઊગતી પ્રજાનું ભવિષ્ય અને સાચી મિત્રતા. પુસ્તકનું જોમ, ભાષા ઇત્યાદિ તો એ જે ભાવમાં આવીને આલેખાયેલ છે તે જ પોતાને વિષે કહેશે.

જેને મેં મારું હૃદય અર્પણ કર્યું તે
આ કથાના નાયક પોલ બોમરને
આ પુસ્તક પણ અર્પણ કરું છું.

હ.

# વિશ્વસાહિત્યમાળાનાં પુસ્તકો

**પ્રગટ થઈ ગયાં**

## ☆ પતન અને પ્રાયશ્ચિત્ત

લેખક: નેથેનિયલ હૉથોર્ન
અનુવાદક: વિશ્વનાથ મ. ભટ્ટ
પાનાં ૩૫૦ : કિંમત રૂ. ૨–૮–૦

## ☆ અહંકાર

લેખક: આનાતોલ ફ્રાંસ
અનુવાદક: હરજીવન સોમૈયા
પ્રવેશક: રામનારાયણ વિ. પાઠક
પાનાં ૨૩૨: કિંમત રૂ. ૧–૮–૦

## ☆ પશ્ચિમના સમરાંગણે

લેખક: એરિશ રેમાર્ક
અનુવાદક: હરજીવન સોમૈયા
પ્રવેશક: અનંતરાય મ. રાવળ
પાનાં ૨૧૬: કિંમત રૂ. ૧–૮–૦

**હવે પછી**

## ☆ વિશ્વસાહિત્યની વાર્તાઓ

લેખક: ભિન્નભિન્ન
અનુવાદક: ભોગીલાલ ગાંધી
પ્રવેશક: રામનારાયણ વિ. પાઠક
પાનાં: લગભગ ૩૫૦: કિંમત રૂ. ૨–૮–૦
[ સપ્ટેંબરમાં પ્રગટ થશે ]

# ૧

યુદ્ધ-મોરચાથી પાંચ માઈલ ઉપર અમે આરામ લઈએ છીએ. કાલે જ અમને આરામ માટે છુટ્ટી મળી; આજે અમારાં પેટ બળદના માંસ અને હેરિકોટ બીન*થી ભર્યાં છે. અમને તૃપ્તિ થઈ છે અને નિરાંત મળી છે. સાંજ માટે વધારાનો ડબ્બો ભરીને ખાવાનું મળ્યું છે. પુલાવ અને રોટીનું બેવડું ભથ્થું મળ્યા પછી વિશેષ શું જોઈએ? માણસ એનાથી ખુશખુશ જ થઈ જાય. કેટલાય વખત પછી આવું સરસ મળ્યું. ગાજર જેવા માથાવાળો રસોઇયો અમને હજી યે લેવા વીનવી રહ્યો છે. જે કોઈ નીકળે તેને તે પોતાના કડછાથી બોલાવે છે. એ બિચારો કોરીના વખત માટે વાસણ નવરાં થઈ જાય તેની ચિંતામાં છે. મુલર અને જેડને બબ્બે તાંસળાં તો ખાલી કર્યાં અને ત્રીજું ભરીને બેઠા છે. જેડન સંબંધે એ ખાઉધરાપણું અને મુલર સંબંધે દીર્ઘદૃષ્ટિનું એ સૂચક છે. જેડન ખાઈ ખાઈને બધું કયાં નાખે છે તે એક ભેદ છે કારણ કે બહુ ખાવા છતાં યે તેનું શરીર સળેકડા જેવું જ રહે છે અને એવું જ રહેવાનું.

આજની વિશિષ્ટતા તો એ હતી કે સિગારેટનું ભથ્થું પણ બમણું બમણું મળ્યું હતું: દસ સિગાર, વીસ સિગારેટ, બે મૂઠી!

* એક જાતનું અનાજ.

ખાવાની તમાકુ! એ ગમતી વાત! મેં કેટઝીન્સ્કીને મારી તમાકુ આપીને બદલામાં એની સિગારેટો લીધી. ચાળીસ સિગારેટ એટલે શું ?

પણ આથી ગજી થવાપણું નહોતું.

ચૌદ દિવસ પહેલાં અમારે ફ્રંટ લાઈનને છોડાવવા જવાનું હતું. અમારો પ્રદેશ શાંત હતો એટલે નિયમ મુજબ દોઢસો માણસોના પૂરા ભથ્થાની સગવડ રખાઈ હતી. પણ છેલ્લે દિવસે અચાનક જ અંગ્રેજોનો જબ્બર ધસારો આવ્યો. અમારી ઉપર મોટા મોટા બોંબોની સતત વર્ષા થઈ. અમારે પક્ષે ઘણું સહન કરવાનું આવ્યું અને દોઢસોના એંસી જ અમે જીવતા પાછા ફર્યા.

ગઈ રાત્રે અમે પાછળ હટી એક સારી ઊંઘ લઈ લેવા જંપ્યા. કેટઝીન્સ્કીનું કહેવું સાચું છે, જો માણસ પૂરતી ઊંઘ પામી શકે તો લડાઈ બહુ ખરાબ ન લાગે. લાઈનમાં અમે પહેલા જ હતા અને એક સામટા ચૌદ દિવસ ખેંચવા એ બહુ મુશ્કેલ ગણાય.

છેક બપોરે અમારામાંનો પહેલો જણ ઊઠીને બહાર ગયો હતો. અર્ધા કલાકમાં તો બધા હાથમાં ડબલાં લઈને રસોડા આગળ ટોળે વળી ગયા. સુગંધ સરસ આવતી હતી. સૌથી આગળ જે સૌથી વધુ ભૂખ્યા હોય તે જ—નાનો આલ્બર્ટ ક્રોપ, બહુ જ સ્પષ્ટ વિચારનો, અને તેથી જ કદાચ લેન્સ કોરપોરલ હશે, મુલર કે જે હજી પોતાનાં નિશાળનાં ચોપડાં સાથે ફેરવે છે અને પરીક્ષામાં બેસવાનું સ્વપ્નું સેવતો બોંબમારા વચ્ચે પણ પ્રમેયો ગોખે છે અને ત્રીજો છે પૂરી દાઢીવાળો લીઅર. ચોથો છું હું—પોલ બામર. ચારેય ઓગણીસ ઓગણીસ વર્ષના છીએ, એક જ વર્ગમાંથી નીકળીને લડાઈમાં જોડાયા.

અમારી લગોલગ પાછળ અમારા મિત્રો હતા. બહુ ખાઈને પણ પાતળો રહેતો જેડન; મારી જ ઉંમરનો. એનો બાપ તાળાં

બનાવનાર છે; એટલી જ ઉમરનો હેર્ન વેસ્થસ બીજો. ત્રીજો ટેડરીંગ, સામાન્ય ખેડૂત, લડાઈના મેદાન ઉપર પણ એને યાદ તો આવે છે એનું ખેતર અને તેમાં એકલી કામ કરતી તેની સ્ત્રી; ચોથો સ્ટેનીસલાસ કેટઝીન્સ્કી, ટૂંકામાં કેટ, અમારા મંડળનો નાયક, ભારે લુચ્ચો, ખંધો અને ખડતલ. ઉમર ચાળીસની, માટીના વર્ણનું મોં, ભૂરી આંખો, નમેલા ખભા, અને વિશિષ્ટ નાક કે જેને ગંદી હવા, સરસ ખાણું અને આરામના કામની તરત ગંધ આવી જાય છે.

આવી અમારી ટોળી રસોડા આગળ જમા થયેલાઓમાં પ્રથમ હતી. અમારી ધીરજ ખૂટતી હતી. રસોઇયો કંઇ ધ્યાનમાં નહોતો લેતો.

છેવટે કેટ બૂમ મારી ઊઠ્યો. "બોલ હેનરીશ, ખોલી નાખ રસોડું. બધા જોઈ શકીએ છીએ કે ખાવાનું તૈયાર છે."

ઊંઘમાં હોય તેમ હેનરીશે તો માથું ધુણાવ્યે રાખ્યું. "બધા ત્યાં જ રહો."

"અહીં જ તો છીએ." જેડન દાંત કચકચાવીને બોલ્યો.

"હાં, તો એ બસ છે. પણ બીજાઓ કયાં ?" મોટો રસોઇયો બોલ્યો.

"બીજાઓ ? જાણવું હોય તો જા હોસ્પિટલમાં." અમે બોલી ઊઠ્યા. "એ તારું બનાવેલું ખાવા આવવાના નથી. એ નહિ આવે એટલે શું અમને પણ તું ખાવા નહિ આપે ?"

"હેં ? ત્યારે મેં ખાવાનું તો દોઢસો જણનું બનાવ્યું અને"

"શું અને—એ બધું અમને આટલાને ખપી જશે." કોપ બોલ્યો.

"બમણું ! બમણું ! તમાકુ ? રોટી ? પલાવ ? બધું બમણું બમણું !" સૌ એક પછી એક બૂમો મારવા લાગ્યા.

"તોફાન નહિ, દૂર રહો." જીંજર-રસોઇયો બોલ્યો.

"કેમ ભાઈ?"

"કેમ શું? હોદ્દસો માણસોનું ભથ્થું એંસી માણસ-"

"એંસી શું? ચાળીસ હોય તો ય વધે નહિ." અમે આજે રંગે ચઢ્યા હતા. બોંબમારા વખતે એ સાહેબ લાઈન સુધી ખાણું પહોંચાડતા નહિ. અમારે જાતે એ લેવા જવાની તકલીફ લેવી પડતી અને વહેલું મોડું પણ થતું.

આ ચાલતું હતું ત્યાં લેફ્ટનન્ટ આવ્યા. એ સિપાહીગીરીમાંથી પાયરી પાયરી ચડીને એ હોદ્દા પર પહોંચ્યા હતા એટલે અમારી વાતો સમજી શકતા. એણે જીંજરને કહ્યું, "શું વાંધો છે! આપી દો બધું ભથ્થું આ લોકોને."

"જાય જહન્નમમાં"-જીંજર ગણગણ્યો. જ્યારે કોઈ કામમાં એનું ન ચાલે ત્યારે આમ બોલવાની એની ટેવ હતી. અને પછી 'મારા બાપનું શું જાય છે' એવો ભાવ દેખાડી બધું ભથ્થું વહેંચવા બહાર કાઢ્યું અને ઉપરાંત દરેકને અર્ધો અર્ધો રતલ મધ પણ આપ્યું.

* * *

**આ**જનો દિવસ દાદાનો દિવસ છે. આજ ટપાલનો દિવસ. લગભગ બધાનાં આજે કાગળ-છાપાં આવ્યાં છે. સિપાહી ચાલની પાછળ ઘાસ ઉપર અમે ટહેલીએ છીએ. તોપની બગલમાં બનાવટી માખણના ડબ્બાનું ઢાંકણું છે.

જમણી બાજુએ એક મોટું જાજરૂ બાંધવામાં આવ્યું છે. એ છાપરાવાળું અને ટકાઉ છે. પણ એ છે નવા ભરતી થયેલાઓ માટે કે જેઓ હજી દરેક પરિસ્થિતિને અનુકૂળ થતાં ન થયા હોય. અમારે માટે માગી ગોઠવણ હોય છે. અમારે માટે જુદી જુદી

પેટીઓ હોય છે, આરામથી બેસી શકાય એવું હોય છે, ત્યાંથી અમે તો ભાગ્યે કલાકે પણ ઘણીવાર ઊઠતા નથી હોતા. એને ફેરવવાની પણ ગોઠવણ હોય છે.

મને યાદ છે કે જ્યારે બૅરેકમાં હું નવો આવેલો ત્યારે એ સામાન્ય જાજરૂમાં જતો. વીસ વીસ જણની હારમાં એકી સાથે બેસી જઈએ. એને બારણાં કે વચ્ચે આડ જેવું કંઈ હોવાની જરૂર નહિ. બારણાં હોય તો અંદર બેઠેલા સિપાહી ઉપર નજર કેમ રાખી શકાય? પણ એથી લાભ એ થાય છે કે ઝીણી ઝીણી બાબતમાં સંકોચ રાખવાની ટેવ હોય છે તે છૂટી જાય છે. એથી જ તો એથી વધુ કમકમાટીભર્યું સ્વસ્થ ચિત્તે અમે જોઈ શકતા થયા.

હવે અમને નવાઈ લાગે છે કે આવી વસ્તુનો અમને પહેલાં સંકોચ થતો હતો. કોઈના દેખતાં આપણે ખાઈ-પી કેમ શકીએ છીએ?

બીજા લોકો કરતાં સિપાહીને પોતાના પેટ અને આંતરડા સાથે વધુ મેળ ખાતો હોય છે. તેના શબ્દકોશનો ત્રણ ચતુર્થાંશ ભાગ તો એ પ્રદેશમાંથી જ આવે છે. અણગમો કે આનંદ બંને વસ્તુ એક જ શબ્દથી સમજાવાય છે, અને તે સારામાં સારી રીતે. અમે ઘેર પાછા જઈશું ત્યારે અમારાં માબાપ અને શિક્ષકોને એથી કદાચ ખરાબ લાગશે પણ અત્યારે તો ખાવું એ જ અમારી સામાન્ય ભાષા છે.

નળિયાં છાયેલું અને ધોળેલું સાદું ઘર સામાન્ય જગતમાં આરોગ્ય અર્થે ગણાય. અમે અહીં એને સૌંદર્યસ્થાન ગણીએ.

અમારા આ દિવસો ચિંતામુક્ત છે. ઉપર ભૂરું આકાશ છે, દૂર ક્ષિતિજમાં સૂર્યના તેજમાં પ્રકાશતાં પીળાં અવલોકન-બલૂનો અને તોપના ધુમાડાનાં નાનાં કેટલાંય વાદળાં તરે છે. કોઈ વિમાનીની પાછળ પડીને તેમાંથી વારંવાર એવાં વાદળાંના ગોટેગોટ

ચડે છે. ફ્રંટ જાણે બહુ દૂર હોય તેમ અમે ત્યાંથી આવતા મિશ્ર અવાજોને સાંભળીએ છીએ. અમારી આસપાસ ઘાસથી છવાયેલી જમીન પથરાયેલી છે. ઘાસની સળીઓ ભાલાની પેઠે ઊંચી થઈ છે. સફેદ પતંગિયાં એની ઉપર છે. અમે કાગળો અને છાપાં વાંચીએ છીએ અને સિગારના ધુમાડા કાઢીએ છીએ. ટોપીઓ ઉતારીને અમે એક બાજુ મૂકી દીધી છે. વાયુ અમારા વાળને ફરફરાવી તેની સાથે ગેલ કરી રહ્યો છે. અમારા શબ્દો અને વિચારોને પણ તે દબાવી રહ્યો છે.

આપણનું ઢાંકણું ઘૂંટણો ઉપર રાખી રેકટ રમવાનું અમે મેજ બનાવી લીધું. ક્રોપ પાસે પાનાં છે. રમતનો એક દાવ પૂરો થાય એટલે અમે આડા પડીએ. આમ જ સદા રહેવાનું હોય તો!

સિપાહી-ચાલમાંથી ગીતના સૂર વચ્ચે વચ્ચે આવે છે. ક્યારેક લહેરમાં આવી પાનાં એક બાજુ મૂકી દઈએ છીએ. એક જણે બોલે, "હાં, છોકરાઓ ...' તો વળી બીજો બોલે, " એ વખતે પછી એવું બન્યું કે ... ' પછી શાંત રહી જઈએ.

અચાનક ક્રોપ પૂછે છે. "કેમારીકને હમણાં હમણાં જોયો છે કોઈએ ?"

"સેન્ટ જોસેફમાં છે એ તો." મેં કહ્યું.

મુલરે લંબાવીને વાત કરી કે કેમીરીકને સાથળમાં ઊંડો જખમ થયો છે, ખુબ પીડાય છે.

પછી નક્કી થયું કે અમારે બધાએ તડકા નમ્યે તેને જોવા જવું.

ક્રોપ એક કાગળ કાઢતાં બોલ્યો, "કેન્ટોરેક આપણને શુભેચ્છાઓ મોકલે છે."

અમે એ શબ્દોથી હસી પડીએ છીએ. મુલર સિગારેટનો ઘા કરી દઈને બોલે છે, "અહીં એ આવ્યો હોત—"

* * *

કેન્ટોરેક અમારો શાળાશિક્ષક હતો. એ ખંધો - ઉંદરડા જેવો, કડક ચહેરાવાળો, ભૂખરો લાંબો કોટ પહેરતો અને ઠીંગણો હતો. કોર્પોરલ હિમેલસ્ટોસ - 'કલોસ્ટરબર્ગના દૈત્ય'ની ઊંચાઈનો એ હતો. એ વિચિત્ર છે કે નાના માણસો ઉપર જ દુનિયાની મોટા ભાગની આફતો ઊતરતી હોય છે. તેઓ મોટા માણસો કરતાં વધુ ઉત્સાહી અને અતડા હોય છે. નાના હુકમદારોથી દૂર રહેવાનું હું મારું બનતું કરતો હોઉં છું.

અમારા વર્ગના બધાને જિલ્લા અધિકારી પાસે જઈને સ્વયંસેવક તરીકે નોંધાવી આવ્યો. એ અમારો ભરવાડ થયો હતો. ત્યાર પછી જ એને શાંતિ થઈ હતી. ત્યાં સુધી આંખોના જે ચમકારા સાથે તે અમને પોતાનું ભાષણ સંભળાવતો : "દોસ્તો, ત્યારે શું તમે પાછળ રહી જશો ?" તે ચમકારો હજી જાણે મારી સામે નાચી રહ્યો છે.

આ પંતુજીઓ લાગણીઓ તો જાણે ગજવામાં જ લઈને ફરતા હોય છે અને પ્રસંગ આવ્યે એકદમ તેની ફેંકાફેંકી કરવા માંડે છે. પણ એ વસ્તુ અમે ત્યારે નહોતા સમજતા.

પણ અમારામાં એક જણો હતો—જોસેફ બેહમ. તે અમારી સાથે આવવા નહોતો ઇચ્છતો. એ બહુ ગભરુ હતો. પણ એને ય આવવું પડયું. ન આવે તો તેને બહિષ્કાર સહન કરવો પડે. એના જેવા બીજા પણ હતા પણ કોઈ કહી શકે તેમ નહોતું કે પોતાની મરજી નહોતી; કારણ કે, ખુદ માબાપો પણ એની સામે 'બાયલા' શબ્દ સાથે ખડા થાય તેમ હતું. કોઈને ય ખ્યાલ નહોતો કે પોતે શેને માટે બહાર પડે છે. ગરીબો જ જાણતા હતા કે લડાઈ એટલે મોટી કમનસીબી. જેઓ ખાધેપીધે સુખી હતા તેઓ લડાઈનું પરિણામ જોઈ શકે તેમ હતા, પણ તેઓ તો આનંદથી નાચતા હતા.

એ આશ્ચર્ય કહેવાય કે સૌ પહેલો બેહમ જ પડયો. એક હુમલામાં એની આંખ જોખમાઈ. અમે એને મેદાન પર જ છોડી

આવ્યા. અમે સાથે લાવી શકીએ તેમ નહોતા, કારણ કે અમે નાસાનાસમાં હતા. બપોર પછીને વખતે અચાનક એની બૂમ અમે સાંભળી. એ આંધળાની પેઠે આમથી તેમ ઘસડાતો હતો, તે પણ અમે જોયું. એ માત્ર બેભાન જ થઈ ગયો હતો. જોઈ શકતો ન હોવાથી, અને દર્દથી પાગલ બની ગયો હોવાથી તે સંતાઈ રહી શક્યો નહિ અને એને ઘસડી લાવવા એની પાસે કોઈ પહોંચે તે પહેલાં તો તે વીંધાઈ ગયો.

કેટલાં દૃષ્ટાંતો નોંધવાં ? પણ કેન્ટોરેક કે કેન્ટોરેકોનો ય દોષ શું બોલવો ! હજારો કેન્ટોરેકો હતા કે જેમને ઠસાવી દેવામાં આવ્યું હતું કે તેઓ સારું જ કામ કરી રહ્યા હતા—અને એમાં એમણે કંઈ ગુમાવવાનું નહોતું.

અને એટલે જ તેઓ અમને આટલા ખરાબ થવા દઈ શક્યા.

અઢાર અઢાર વર્ષના અમારા જેવા છોકરાઓના તેમણે વાલી—સાચી દુનિયા, કામ, ફરજ, સંસ્કૃતિ, પ્રગતિની દુનિયા, ભાવિના પથદર્શક બનવું જોઈતું હતું. અમે એમની મશ્કરીઓ કરતા, એમની મજાક ઉડાવતા પણ અંતરથી તો અમે એમને અમારા કરતાં ઘણા મોટા, સમજુ અને અમારા વડીલ માનતા; પણ એકનું મૃત્યુ જોયું અને અમારી એ માન્યતા સરી પડી. અમારે અમારી જ પેઢીનો વધુ વિશ્વાસ કરવો એમ માનવું પડ્યું. મોટેરાંઓ પાસે ચાલાકી જ છે, મોટા મોટા શબ્દો જ છે. પહેલા બોંબમારાએ જ અમને આ સત્યનું ભાન કરાવી આપ્યું અને એ લોકોએ જે દુનિયા અમને બતાવી હતી તે તે ભાન સાથે ટુકડા થઈ ગઈ.

કેન્ટોરેકો— અમારા શિક્ષકો બડી બડી વાતો લખતા હતા અને બોલતા હતા ત્યારે અમે અહીં ઘાયલોને અને મુડદાંઓને જોતા હતા. એ લોકોએ અમને શીખવ્યું કે સ્વદેશધર્મ જ એક મહાન છે. પણ

અમે તો જોયું કે મૃત્યુનો પડછાયો જ એના કરતાં વધુ બળવાન છે, છતાંય અમે તો બાયલા, વિદ્રોહી કે ધર્મશૂન્ય નથી એ શબ્દો એમના મોંમાં છૂટથી રમતા. અમે તો અમારા દેશને તેઓ ચાહતા હશે તેટલો જ ચાહીએ છીએ. અમે તો હિંમતભેર દરેક પગલામાં સામેલ થઈ ગયા છીએ, પણ તેઓ ! અમે સાચમાંથી જૂઠ તારવી લીધું, અમે એ એકદમ જાણી લીધું. અમે જોયું કે એમની દુનિયા હવે રહી નથી. એકાએક અમે એકલા પડી ગયા. એકલાએ જ અમારે બધું જોવાનું.

* * *

કેમારિક પાસે જતા પહેલાં અમે એની બધી વસ્તુઓ સાથે બાંધી લઈએ છીએ. પાછા વળતાં એને એની જરૂર પડશે ને ?

પાટાપિંડીની ધમાલ બહુ જબરી છે. પરસેવો, પરુ, લોહી અને દવાઓથી હવા બદબદ છે. ચાલમાં અમે ઘણી બાબતોથી ટેવાઈ ગયા છીએ પણ આ તો માથું ફાડી નાખે છે. અમે કેમારિક વિષે પૂછીએ છીએ. એક મોટા ઓરડામાં એ સૂતો છે. અમને જોતાં એ આનંદથી આવકાર આપે છે પણ અશક્તિથી એની ચેષ્ટાઓ ફિક્કી પડી જાય છે.

એ જ્યારે બેશુદ્ધિમાં હતો ત્યારે કોઈક એનું ઘડિયાળ ઉઠાવી ગયું હતું. મુલર માથું હલાવતો બોલ્યો, “હું પ્રથમથી જ કહેતો આવ્યો છું કે એવું સરસ ઘડિયાળ સાથે ફેરવવું જ ન જોઈએ.”

મુલરને બોલવાનું ભાન નથી હોતું. ખરું જોતાં અહીં એણે ચૂપ રહેવું જોઈએ કારણ કે સૌ જોઈ શકતા હતા કે આ સ્થિતિમાંથી કેમારિક બહાર આવવા નહિ પામે, તો પછી ઘડિયાળની વાત કાઢવાથી શો લાભ ? કેમારિકને મન ઘડિયાળ રહ્યું કે ન રહ્યું બંને સરખી વાત છે. બહુ તો એ એનાં સગાંને મોકલી શકાય, પણ અત્યારે એ વાતથી કેમારિકને દુ:ખ જ થતું હતું.

"કેમ લાગે છે, ફ્રાંસ?" ક્રોપે વાત બદલવા પ્રયત્ન કર્યો.

કેમેરિકે મોં ફેરવી લેતાં કહ્યું, "કંઈ ખાસ તો નથી, પણ એક આ પગની પીડા—"

અમે એના ઓછાડ જોઈએ છીએ. એના પગ તારની એક જાળીમાં રાખ્યો છે. એના ઉપર ઓછાડ ઢાંકયો છે. અમને બહારથી ઓર્ડરલીએ કહ્યું હતું કે એનો પગ ગયો છે, મુલર તે તેને કહેવા જતો હતો પણ મેં નીચેથી એના પગનો અંગૂઠો દબાવ્યો. કેમેરિકનો ચહેરો પ્રેત જેવો, પીળો દેખાતો હતો. એના ઉપરની ખેંચાયેલી રેખાનો અર્થ અમે સમજીએ છીએ. અમે સેંકડો વાર એ જોઈ ચૂકયા છીએ. ચામડી નીચે હવે જીવન ધબકતું નથી લાગતું, એ હવે ઉપલા પડને જ અડી રહ્યું છે. મૃત્યુ અંદરથી પોતાનું કામ કરી રહ્યું છે. એની આંખોમાં તો એ દેખાવા માંડયું જ છે.

આ કેમેરિક! અમારો એક મિત્ર, જે થોડા જ વખત પહેલાં અમારી સાથે રક્ષણના છાપરા નીચે બેસી ઘોડાના માંસને ભૂંજતો હતો તે, હજી યે એ અમારી આંખો સામે છે; ના, કયાં છે એ હવે? એની રેખાઓ અસ્પષ્ટ અને ઝાંખી બની ગયો છે, એક ફોટોગ્રાફની તકતી જેવો એનો ચહેરો બની ગયો છે કે જે તકતી ઉપર બે ચિત્રો ખેંચાયાં છે. એનો અવાજ પણ ફરફર ઊડી જતી રાખ જેવો લાગે છે.

અમે ઘેરથી નીકળ્યા તે સમયનો હું વિચાર કરું છું. એની મા, બિચારી ભલી અને ભોળી, એને સ્ટેશન પર મૂકવા આવી હતી. છૂટા પડતાં એ રડી પડી. એનો ચહેરો વર્ણહીન હતો અને સૂઝી ગયેલો હતો. કેમેરિક એની સામે જોઈ રહ્યો હતો. મારો હાથ પકડી વારે વારે મારા ગાલ પર હાથ ફેરવીને ભલામણ આપવા માંડી, "મારા કેમેરિકનું ધ્યાન રાખજે, હાં! તારો

ભાઈ જ એને સમજજે." કેમીરિક ખરેખર નાના બાળક જેવો જ હતો. એ એટલો તો કોમળ હતો કે ચાર દિવસ પોતાનો સામાન સાથે ફેરવવો તેમાં તો એનાં હાડકાં દુખવા આવ્યાં. પણ લડાઈમાં કોઈ કોઈનું ધ્યાન કેવી રીતે રાખી શકે?

ક્રોપ એને સાંત્વન આપતો બોલે છે, "કેમીરિક, ત્યારે હવે તો તને જલદીથી ઘેર જવાની રજા મળશે. ઓછામાં ઓછા ત્રણથી ચાર મહિનાનો તો તને આરામ મળશે જ."

કેમીરિક માથું હલાવે છે. મારાથી એના મીણ જેવા સફેદ બની ગયેલા હાથ તરફ જોવાતું નથી. નખમાં હજી ખાઈનો મેલ ભર્યો પડ્યો છે, તે નખ સોંસરો ઝેર જેવા રંગનો લીલો કાચ દેખાય છે. મને થઈ આવે છે, કેમીરિકના મૃત્યુ પછી પણ બંધ ઓરડામાં છોડવો વધે તેમ એ નખ વધ્યે જશે. મારી સામે એનું ચિત્ર ખડું થાય છે. બાટલીનું બુચ ઉઘાડવાનો જેવો આંકડો હોય છે તેવા આકારમાં એ વધતા જ જાય છે, અને તેની સાથે ખવાતી જતી ખોપરી પરના વાળ પણ, ફળદ્રુપ જમીનમાં ઘાસ વધે, હા, ઘાસની પેઠે જ, ઘાસની પેઠે જ, પણ ના, એ શકય છે?—

મુલર કેમીરિકની પડખે સરકે છે. "અમે તારી વસ્તુઓ લાવ્યા છીએ, ફ્રાંસ!"

કેમીરિક હાથથી ઇશારો કરે છે, "ખાટલા નીચે મૂકી દે."

મુલર ખાટલા નીચે મૂકી દે છે. કેમીરિક ફરીથી ઘડિયાળની વાત ઉપાડે છે. આશંકાને ઊભી થવા દીધા વિના એને કેમ શાંત કરી શકાય!

મુલર બૂટની એક સરસ જોડી આગળ ધરે છે. કુમાશદાર પીળા ચામડાના, વિમાનીના હોય તેવા, ઘૂંટણ સુધી પગને ઢાંકી દેતા અને છેડા સુધી વાધરીવાળા સરસ ઇંગ્લિશ બૂટ હતા. ઈર્ષા આવે એવી ચીજ હતી. કેમીરિકના એ હતા.

મુલર એને જોતાં જોતાં મલકે છે. પોતાના ગામડી જોડા સાથે તે એને સરખાવે છે અને કહે છે, "ફ્રાંસ, આ તું તારી પાસે રાખવાનો ?"

અમે ત્રણેય એ જ વિચાર કરતા હતા. કેમારિક સારો થાય તોપણ એનો એક પગ તો ગયો જ હતો, એને તો એક જ બૂટ કામમાં આવવાનો હતો. પણ પ્રસંગ જોતાં એવું જ લાગે કે બૂટ એની પાસે જ રહેવા જોઈએ. એનું મૃત્યુ થશે કે તરત હૉસ્પિટલના નોકરો જ એ ઉડાવી જવાના એ ખરું.

મુલર ફરીથી કહે છે, "અમારી પાસે હોય તે ઠીક નહિ ?"

કેમારિકની તેવી ઇચ્છા નથી લાગતી. એ એની કીમતીમાં કીમતી વસ્તુ છે.

"તો આપણે અદલાબદલી કરીએ." મુલર વાતને છોડતો નથી. "બહાર કોઈ એનો ઉપયોગ કરી શકશે."

કેમીરિકના ચહેરા પર આ વાતનો અણગમો દેખાય છે. હું મુલરને નીચેથી પગનો અંગૂઠો દબાવી ચૂપ રહેવા કહું છું. મુલર બૂટને ખાટલા નીચે પાછા મૂકી દે છે.

"અમે જઈએ છીએ. આનંદમાં રહેજે, ફ્રાંસ." થોડી વાતો પછી અમે છૂટા પડીએ છીએ. હું એને ફરીથી સવારે મળવાનું વચન આપું છું. મુલર પણ એવું વચન આપે છે. પણ એના મગજમાં તો એ ઇંગ્લિશ બૂટ જ છે. એ એ સમયે હાજર રહેવા ઇચ્છે છે.

કેમારિક નિસાસો નાખે છે. એને ગમતું નથી. હૉસ્પિટલના એક નોકરને પકડી પાડીને તેને અમે કહીએ છીએ કે કેમીરિકને મોર્ફિયાનો એક ડોઝ આપવાનો પ્રબંધ કરે.

"બધાને મોર્ફિયા આપવા બેસીએ તો એની કૂંડીઓ જોઈએ." એ બોલે છે.

"ના ભાઈ, ના, તું અમલદારોની જ ખુશામત કર્યા કર ને!" ક્રોપ વ્યંગમાં બોલે છે.

હું વચ્ચે આવીને નોકરના હાથમાં એક સિગારેટ મૂકી દઉં છું.

"ના, ના, શા માટે? અમારે તો અમલદારોને જ..." દુઃખ થયું હોય તેમ બોલ્યો.

હું થોડી વધારે સિગારેટો એના હાથમાં સરકાવું છું, "શું મારા ભાઈ, એ તો મશ્કરી કરે છે. પણ અમારા ઉપર એટલી મહેરબાની થાય તો સારું."

"હાં, એ વાત બરાબર છે." એ બોલે છે.

ક્રોપ એની સાથે અંદર જાય છે. એને હજી એની ઉપર વિશ્વાસ નથી એટલે એ જોવા માગે છે. અમે બહાર ઊભા રહીએ છીએ.

મુલર બૂટની વાત ઉપાડે છે: "મને એ બરાબર થઈ રહે. આ બૂટથી તો મને ફોલ્લા ઉપર ફોલ્લા થયા કરે છે. કાલ કવાયત વખત સુધી તે જીવે એમ લાગે છે? રાત્રે જ મૃત્યુ થઈ જાય તો બૂટ—"

ક્રોપ પાછો આવે છે. પૂછે છે, "તને લાગે છે—?"

"બસ," ભારપૂર્વક મુલર કહે છે.

અમે પાછા આવીએ છીએ. કેમીરિકની માને કાગળ લખવાનો છે તેનો મને વિચાર આવે છે. હું ધ્રૂજી ઊઠું છું. દારૂ પીધા સિવાય એ લખી નહિ શકાય. અચાનક ક્રોપ પોતાની સિગારેટનો ચા કરી દઈને એના પર ગુસ્સાથી પગ દાબી દે છે અને આમ તેમ જોતો વ્યથિત ચહેરે બોલે છે, "નાલાયકો! બદમાસો!"

અમે ક્યાંય સુધી ફર્યે રાખીએ છીએ. ક્રોપ કંઈક શાંત પડી ગયો છે. દરેક માણસ અહીં આ રીતે ઉશ્કેરાઈ જ જાય.

"શું લખ્યું છે કેન્ટોરેકે તને?" મુલર પૂછે છે.

હસીને તે જવાબ આપે છે, "આપણે પોલાદી જુવાનો છીએ."

અમે ત્રણે ય કટાક્ષમાં હસીએ છીએ, "પોલાદી જુવાનો!"

હજારો–લાખો કેન્ટોરેકો આમ જ બોલે છે, પોલાદી જુવાનો!"

જુવાનો! વીસ વર્ષથી વધુ ઉમરનો અમારામાં કોઈ નથી.

જુવાની? તારુણ્ય? ગયું એ બધું. આજે તો અમે બુઢ્ઢા છીએ.

# ૨

એનો વિચાર પણ વિચિત્ર લાગે છે કે ઘેર મારા મેજના ખાનામાં કવિતાઓની થોકડી અને 'સોલ' નામે શરૂ કરેલું નાટક પડયાં છે. એની પાછળ કેટલી સાંજો ગાળી છે—અમે બધા એવું કંઈક કંઈક કરતા—પણ આજે એ એટલું બધું અયથાર્થ લાગે છે કે એનો વિચાર પણ કરી શકતા નથી. જે ક્ષણે અમે અહીં આવ્યા તે ક્ષણથી આગલા જીવનથી અમે કપાઈ ગયા છીએ. અમે ઘણીવાર આમ થવાનું કારણ સમજવા એના પ્રતિ દૃષ્ટિ કરીએ છીએ પણ અમે સમજી શકતા નથી. કેન્ટોરેક જેમને 'પોલાદી જુવાનો' કહે છે તેવા વીસ વીસ વર્ષના અમારા ક્રોપ, મુલર, લીઅર અને મારા જેવા માટે બધું જ અસાધારણ છે. મોટી વયનો પ્રત્યેક માણસ પોતાના મૂળ જીવન સાથે સંકળાઈ રહેલો છે, એ બધાને પોતાની પત્ની, બાળકો, ધંધારોજગાર અને અંગત બાબતો છે. એમનું એક એવું મજબૂત સ્થાન થઈ ગયું છે કે તેને લડાઈ પણ હલાવી શકે નહિ. અમારી પાસે, વીસ વર્ષના અમારા જેવા છોકરાઓ પાસે, ત્યારે છે માત્ર એક માબાપ. પત્નીનો તો અમારામાંના કોઈક જ વિચાર કરી શકયા છે. અમારી પાસે

હતાં અમારાં તોફાનો, ઉત્સાહ, શોખો અને નિશાળ. એથી આગળ અમારા જીવનમાં કોઈ વસ્તુ નહોતી. એ પણ અમારી પાસે હવે નથી રહ્યું.

કેન્ટોરેક બોલતો, "અમે જીવનના ઉંબર પર ઊભા છીએ." બરાબર છે, જીવનમાં હજી અમે પ્રવેશ પણ નથી કર્યો. અમારું મૂળ પણ પકડાયું નથી અને ત્યાં તો લડાઈએ અમને ધોઈ નાખ્યા. ઊંડાં મૂળ નાંખી દીધેલાં એવાં મોટેરાંઓને લડાઈનું પૂર તો કેવળ થોડીક ડખાડખ જ છે. એમની સ્થિરતાને જરાય આંચ નહિ આવવાની. અમે તો જાણતા પણ નથી કે અમે ક્યાં જઈને પકડાશું. અસ્પષ્ટ રીતે એટલું સમજાય છે કે અમે ઉજ્જડ બની ગયા છીએ. પણ આ વિચાર અમને બહુ વાર વ્યથિત કરતો નથી.

* * *

જોકે મુલર કેમીરિકના બૂટ મળતાં આનંદ પામે પણ દુઃખની આવી સ્થિતિમાં એને એના પ્રત્યે સહાનુભૂતિ તો અમારા જેટલી જ છે. કેમીરિક બૂટનો ઉપયોગ કરી શકે તેમ હોય તો પોતાના બૂટ સુદ્ધાં કાઢી આપે અને એને ખાતર જરૂર પડ્યે ખુલ્લા પગે કાંટાળા તાર પર પણ ચાલે. કેમીરિકના બૂટ મેળવવાનો વિચાર તો બાજુ પર રહ્યો, પણ આ તો કેમીરિકને બૂટ કામમાં આવવાના નથી અને પોતાને તે ખૂબ કામમાં આવે. કેમીરિક મરી જ જવાનો છે, તો પછી એના બૂટ પોતાને મળે તેમાં શું ખોટું? શા માટે એણે એ લેવા પ્રયત્ન ન કરવો? હોસ્પિટલના નોકર કરતાં તો બૂટ ઉપર એનો અધિકાર વિશેષ છે જ. એ કેમીરિકની પથારી પાસે ન હોય ત્યારે જ કેમીરિક મૃત્યુ પામે તો બૂટ કોઈ ગમે તે માણસના જ હાથમાં આવે, માટે જ તે બૂટની ચિંતા કરે છે.

બીજા વિચારોનું જ્ઞાન અમે ગુમાવ્યું છે કારણકે તે કૃત્રિમ છે. અમારે માટે તો વાસ્તવ એ જ સત્ય અને અગત્યનું છે. અને સારા બૂટ જૂજ હોય છે.

* * *

એક વખત સ્થિતિ જુદી હતી. અમે જ્યારે જિલ્લા–અધિકારી પાસે સિપાહી તરીકે નામ નોંધાવવા ગયા ત્યારે અમે વીસ જણ હતા. અમારામાંના ઘણાએ બેરેકોમાં જતા પહેલાં પહેલી જ વાર દાઢી કરી હતી અને તે માટે તેઓ ગર્વ લેતા હતા. ભવિષ્યની અમારી પાસે કોઈ નિશ્ચિત યોજના નહોતી. જીવનના ઘડતરને મુલાયમ બનાવવા માટે એ વખતે ધંધા–રોજગારનો વિચાર કરવો કે ભાવિ વિષે યોજના ઘડવા માંડવી તેને અમે ચારિત્ર્યની અવ્યવહારિકતા માનતા હતા. એ વખતે અમારી પાસે એક અસ્પષ્ટ ભાવના હતી કે જેણે જીવનને અને યુદ્ધને પણ એક આદર્શ અને રોમાંચક ચારિત્ર્ય આપ્યું. દસ અઠવાડિયાં અમે સૈન્યમાં તાલીમ લીધી. દસ અઠવાડિયામાં તો અમે એટલું નક્કર જ્ઞાન મેળવ્યું કે જે અન્યથા દસ વર્ષમાં પણ ન મેળવી શકત. અમે શીખ્યા કે શોપનહોરના ચાર મોટા ગ્રંથ કરતાં ચકચકિત બટનની કિંમત વધારે છે. પ્રથમ અમે વિસ્મિત થયા, પછી ગુસ્સે થયા અને છેલ્લે ઉદાસીન બન્યા. અમે સમજી ગયા, જરૂરનું છે તે મગજ નહિ પણ પણ બૂટબ્રશ; બુદ્ધિ નહિ પણ નિયમ; સ્વાતંત્ર્ય નહિ પણ કવાયત. અમે ઉત્સાહ અને આતુરતાથી સિપાહી બન્યા, પણ એ લોકોએ અમારામાંથી એ વસ્તુને હાંકી કાઢવા બનતું બધું કર્યું. ત્રણ અઠવાડિયાં પછી એ વસ્તુ અણસમજમાં ન રહી કે એક ટપાલીનો અમારા પર એટલો અધિકાર છે કે જેટલો પહેલાં અમારાં માબાપોનો, અમારા શિક્ષકોનો, કે પ્લેટો અને ગોથેએ જેમને સંસ્કૃતિના અગત્યના થાંભલા કહ્યા છે તેમનો પણ નહોતો. અમારી નાની પણ ઉઘડી ગયેલી આંખોએ જોઈ લીધું કે અમારા શિક્ષકોએ દેશપ્રેમનો જે ખ્યાલ અમારામાં ઊભો કર્યો હતો તે દેશપ્રેમ એવી આજ્ઞાધારિતા માગતો હતો કે જે હલકામાં હલકા નોકર પાસે પણ કોઈ ન માગે. સલામો, હોશિયાર–હુકમો, પગ પછાડવા, હાથ ડોલાવવા, ચક્કર ફરવું, એડી ઊંચી રાખવી, અપમાનો સહેવાં, અને એવી ઝીણી ઝીણી

તો અનેક વિગતો છે. કામ વિષેની અમારી તો જુદી જ કલ્પના હતી. અમે વાસ્તવમાં જોતા હતા કે સરકસનાં ખચ્ચર હોઈએ એમ અમને કેળવીને અમને બહાદુર બનાવાતા હતા. પણ એને ય અમે અનુકૂળ કરી લીધું. અમે જોયું કે આમાંનું કેટલુંક જરૂરનું હતું અને કેટલુંક તો માત્ર દેખાવ માટે થતું હતું. સિપાહીઓને ભેદ પારખવાનાં નાક બહુ સરસ હોય છે.

* * *

ત્રણ ત્રણ અને ચાર ચારમાં અમારો વર્ગ જુદી જુદી ટુકડીઓમાં વહેંચાઈ ગયો. જેની સાથે રહેવાનું આવ્યું તેમની જોડે અમે એકદમ મિત્રતા બાંધી લીધી. ક્રોપ, કેમીરિક, મુલર અને હું કોર્પોરલ હિમેલ્સ્ટોસની નવ નંબરની ટુકડીમાં આવ્યા. હિમેલ્સ્ટોસ કડકાઈની બાબતમાં ખૂબ જાણીતો હતો. બાંકો, ટૂંકડી મૂછોવાળો અને લોંકડી જેવા મોંવાળો—અમારા મંડળના ક્રોપ, જેડન, વેસ્થસ અને મારા પ્રત્યે તો કોણ જાણે કેમ પણ ખાસ નારાજ રહેતો. એક દિવસે સવારે તો એની પથારી મેં ચૌદ વાર ફરી ફરીને ઝાટકી, પાથરી અને સંકેલી હતી! દરેક વખતે એને એમાં કંઈ ને કંઈ કહેવા જેવું દેખાયું જ હતું. ઇતિહાસના પૂર્વકાળથી ચાલતા આવતા એના સીસા જેવા સખત બૂટના ચામડાને કૂણવી કૂણવી મેં માખણ જેવા બનાવી દીધા હતા છતાં એને મારા કામમાં કચાશની ગંધ આવતી હતી! બીજા બ્રશને અભાવે ટૂથ–બ્રશથી મેં એની ઓરડી સાફ કરી છે! એકવાર ક્રોપને અને મને એક નાની સાવરણી અને સૂપડું આપીને બૅરેકમાંનો બરફ સાફ કરવાનું કામ એણે સોંપેલું. જો લેફ્ટનન્ટ ત્યાં અચાનક આવી ન પડ્યો હોત તો અમે જરૂર એ બરફ સાફ કરતાં ઠરીને ઠીકરું થઈ જાત.

નાના અમલદારો આવા કેમ હોય છે તે સમજવું મુશ્કેલ નથી હોતું. એ લોકો બિચારા હમેશાં બીજાના–પરિસ્થિતિ અને વ્યક્તિના

દબાયેલા રહ્યા હોય છે એટલે સહેજ અધિકાર મળતાં તેઓ જેટલી 'સાહેબશાહી' ભોગવી શકાય તેટલી ભોગવવા માંડે છે. અમારા જેવા કોઈ જ્યારે એને ઉડાવે ત્યારે તે સ્વાભાવિક રીતે જ ગુસ્સે થાય. લડાઈમાં આવી ગમ્મતોને જમવાની સારી તકો મળે છે. બધા નાના અમલદારો આવા હોય છે તેવું કંઈ નથી હોતું. ઘણા તો બહુ સીધાસાદા હોય છે.

હિમેલસ્ટોસની કડકાઈથી ઘણા સૈનિકો તો છેક જ કંટાળી ગયા. દેશપ્રેમ જેવું એમનામાં જેટલું કાંઈ હતું તે બધું તેની આગમાં ખાખ થઈ ગયું. પણ અમારે એમાંથી પસાર થવું પડયું તે એકંદરે અમારે માટે લાભદાયી નીવડયું. એથી અમે કઠણ, સાવચેત, લાગણીહીન, ખારીલા અને જિદ્દી-અબાગ્રહી બન્યા. જો આ વસ્તુઓ વિના અમે ખાઈઓમાં ગયા હોત તો ત્યાંનાં દશ્યો, ત્યાંની ભયંકરતા અને હાડમારીઓથી અમે પાગલ બની જાત. હતાશ થઈ ન જતાં અમે પરિસ્થિતિને અનુકૂળ થઈ ગયા. એથી અમારામાં સાથીદારો પ્રત્યેનું બંધુત્વ જાગ્રત થયું અને મજબૂત બન્યું. યુદ્ધમાંથી ઉત્તમોત્તમ વસ્તુ જન્મી તે ભાઈચારાની મીઠી લાગણી અમે અનુભવી.

* * *

હું કેમારિકની પથારી પર બેઠો છું. એના પર મૃત્યુની છાયા મક્કમ રીતે પથરાતી જાય છે. આજુબાજુ મોટી ધમાલ મચી રહી છે. હોસ્પિટલ ટ્રેન આવી છે અને હોસ્પિટલમાં રાખવા યોગ્ય ઘાયલોને જુદા તારવવામાં આવે છે. ડૉકટર કેમીરિકના બિછાના પાસેથી તેની તરફ નજર નાખ્યા વિના પસાર થાય છે.

"હવે બીજે સમયે, ફ્રાંઝ!" હું કહું છું.

કોણીથી ટેકો દઈને જરા ઊંચો થઈ તે બોલે છે, "મારો પગ કાપી નાખ્યો છે."

"ઓહ! એને એ વાતનું જ્ઞાન થઈ ગયું! માથું હલાવીને હું કહું છું: "એટલેથી જ પત્યું તે ઈશ્વરનો ઉપકાર."

તે ચૂપ રહે છે.

હું આગળ કહું છું: "બંને પગ જાય તેમ હતું. વેઝલરે તો જમણો હાથ ગુમાવ્યો. એ તો આનાથી યે ખરાબ. અને વળી હવે તો તને ઘેર જવા મળશે."

એ મારી સામું જોઈ રહે છે, "તને લાગે છે?"

"હા–હા." હું જવાબ આપું છું.

"ખરેખર તને લાગે છે?" એ ફરીને પૂછે છે.

"ખરેખર, ફ્રાંઝ! એકવાર ઓપરેશન બરાબર થઈ જાય એટલે ચોક્કસ."

એ મને મારા કાન એના હોઠ નજીક લેવા કહે છે. એ ધીમેથી કહે છે, "મને નથી લાગતું."

"એવું ગાંડું ગાંડું ન બોલ. બે દિવસમાં તને પોતાને જ ખબર પડી જશે. એક પગ કપાયો તેમાં તે શું ખાસ થઈ ગયું? એથી પણ ઘણું ખરાબ અહીં તો જોવા મળે છે."

એ હળવેથી પોતાનો હાથ ઊંચો કરે છે. "આની તરફ જો, આ આંગળીઓ."

"શું છે આંગળીઓમાં? ઓપરેશનને કારણે એવી લાગે છે. સરખી રીતે ખાતો થઈ જા અને પછી જો. એ લોકો તારું ધ્યાન બરાબર રાખે છે ખરા?"

અર્ધી ભરેલી એક થાળી તરફ તે આંગળી ચીંધે છે. હું ઉશ્કેરાઈને કહેવા માંડું છું, "ફ્રાંઝ, તારે ખાવું તો જોઈએ જ. ખાઈશ નહિ તો કેમ ચાલશે?"

એ મોઢું ફેરવી લે છે. થોડીવાર રહીને ધીમે ધીમે બોલે છે, "જંગલખાતાના ઉપરી બનવાની મારી ઇચ્છા હતી."

"તે તો હજી પણ બની શકશે. નકલી અવયવો તો કેવા કેવા બને છે આજકાલ ! નકલી અને સાચા વચ્ચે કાંઈ ફેર જ જણાય નહિ. જીવતા સ્નાયુ સાથે એને બરાબર જોડી દેવાય છે. એવો નકલી હાથ બધું કામ કરતો હોય છે, આંગળીઓથી લખી શકાય છે, પગથી દોડી શકાય છે અને જે કરવું હોય તે થઈ શકે છે. અને હજી તો એમાં સુધારા થતા જ જાય છે."

એ વળી થોડીવાર ચૂપ રહે છે, અને પછી કહે છે. "ખાટલા નીચે મારા ઇંગ્લિશ બૂટ પડયા છે, મુલરને આપી દેવાના છે, લઈ જા."

આનો કઈ રીતે જવાબ આપી એને હિંમત આપવી તેની મૂંઝવણમાં હું પડું છું. એના હોઠ લબડી ગયા છે, એનો ચહેરો ખેંચાઈ ગયો છે, એના દાંત એકમેક સાથે ચોંટી ગયા છે અને ચોક જેવા લાગે છે. એની અંદરનું માંસ પાણી થવા લાગે છે, લમણાં ઊપસી આવે છે અને જડબાં આગળ નીકળી આવે છે. આંખો સાવ અંદર કોતરી ગઈ હોય એવી બને છે. હવે એ કેટલી વાર !

કેમીરિકને જ મેં આવો પ્રથમ પહેલો જોયો નથી, પણ અમે સાથે રહ્યા છીએ એટલે સ્થિતિ જુદી લાગે છે. મેં એના નિબંધોમાંથી નકલ કરી છે. નિશાળમાં એ બદામી રંગના કોટ ઉપર પટ્ટો ચડાવતો. મલખંભ ઉપર અધરામાં અધરી આંટી પકડી શકે તેવો અમારામાં તે એક જ હતો. જ્યારે તે એ દાવ કરતો ત્યારે એના માથાના રૂપેરી વાળ ઊડીને એના કપાળ ઉપર આવી જતા. કેન્ટોરેક એને એ માટે શાબાશી આપતો. એ સિગારેટને સહી

શકતો નહિ. એની ચામડી ઘણી સફેદ હતી. તદ્દન નાના ગભરુ બાળક જેવો છે હજુ તો.

એ કેમીરિક આજે અહીં આમ સૂતો છે – પણ શા માટે? આખી દુનિયાએ એની પથારી પાસેથી એક વાર પસાર થઈને પોકાર કરવો જોઈએ. 'ફ્રાંઝ કેમીરિક, ઉમર વર્ષ સાડા ઓગણીશ, આ વયે એને મરવું પડે છે, એ મરવા ઇચ્છતો નથી, એને નહિ મરવા દેવો જોઈએ!"

મારા વિચારો ગૂંચવાય છે.

અંધારું થતું જાય છે. કેમીરિકના મોં પરનો રંગ બદલાતો જાય છે. ને એટલો પીળો બની જાય છે કે ઓશીકા આગળથી ઊંડી આંખની તદ્દન નજીક આવી ચમકવા લાગે છે. હોઠ જરા ફાડે છે. હું નીચો નમું છું. એમાંથી શબ્દો નીકળતા સંભળાય છે 'ઘડિયાળ મળે તો ઘેર મોકલી દેજે.'

હું નિરુત્તર રહું છું. બોલવાનો કશો અર્થ નથી. હવે એને આશ્વાસન આપવું એ વ્યર્થ છે. કંઈ માર્ગ જડતો ન હોવાથી હું નિરાશાથી દબાઉં છું. આ આંખો, આ વાંકી ભ્રમર, આ અણી-દાર નાક–! ઓહ, ઘેર એકલી એની ભોળી માને મારે એ પછી પત્ર લખવો પડશે! એને ઈશ્વર જાતે જઈને સંદેશો આપી આવે કે–!

હોસ્પિટલના નોકરો આમથી તેમ બાટલીઓ અને તબકડાં લઈને દોડાદોડ કરે છે. એક જણ આવે છે, કેમીરિકની પથારી તરફ નજર નાખી જાય છે અને ચાલ્યો જાય છે. તમે જાણી શકો કે તે પથારી ખાલી પડવાની તે રાહ જુએ છે.

હું ફ્રાંઝની ઉપર લળું છું, એવી આશા સાથે કે કંઈક વાત કરી તેને રાહત આપી શકું. "સંભવ છે કે ક્લોસ્ટબર્ગના આરામગૃહમાં તને લઈ જાય. સ્થળ સરસ છે, ત્યાં પથારીમાં સૂતાં

સૂતાં બહારનાં ખેતરો દૂર અને ક્ષિતિજ પરનાં ઝાડો પર દૃષ્ટિ નાખી શકાય. અત્યારે તો ઋતુ પણ સુંદર છે. આ ધાન પાકવાનો સમય છે, સંધ્યાના રંગમાં ખેતરો તો જાણે મોતીથી જ વેરાયેલાં હોય તેમ લાગે. અને પોપ્લરની હારો – દૂર દેશથી આવતા ભાઈને જોવા ઝરૂખે ઝરૂખે ડોકાં કાઢીને ઊભેલી કુટુંબની સ્ત્રીઓ! ત્યાં તો બહાર જવાને કોઈની રજા પણ માગવાની નહિ અને મન થાય ત્યારે ગાવા–બજાવવાને પિયાનો પણ હાજર હોય છે."

હું એની ઉપર નમેલો જ રહું છું. અંધારામાં મોં ઝાંખું ઝાંખું દેખાય છે. ધીમે ધીમે એ શ્વાસ લઈ રહ્યો છે. એનું મોં ભિંજાઈ ગયું છે. એ રડે છે. મારી મૂર્ખાઈભરી વાતથી મેં એને કેવી કલ્પનાએ ચડાવી દીધો!

મારા હાથ એના ખભાને વીંટાળીને એના મોં સામે બરાબર મારું મોં લાવીને હું કહું છું, "પણ ફ્રાંઝ, અત્યારે તો હવે સૂઈ જશે ને?"

એ શાંત રહે છે. ગાલ ઉપરથી આંસુનાં બિંદુ સરે જાય છે, એ લૂછી નાખવાની મને ઇચ્છા થાય છે, પણ મારો રૂમાલ બહુ જ મેલો છે.

કલાક વીતી જાય છે. હું કાન સરવા રાખીને બેસું છું કે જેથી એ કંઈ પણ બોલે કે તરત શબ્દને પકડી લઈ શકું. પણ એ તો મોં ખુલ્લું મૂકીને રડવા જ માંડે છે! એ એની મા વિષે, એના ભાઈ વિષે કે એની બેન વિષે કંઈ બોલતો નથી. એ કંઈ જ બોલતો નથી. એ બધાં એની પશ્ચાદ્‌ભૂમિ પર છે. અત્યારે તો એ એની ઉમરનાં ઓગણીસ વર્ષોને મોં પર લઈને એકલો ઊભો છે. એ પણ એને છોડી જાય છે એટલે એ રડે છે. મારા અનુભવની આ કપરામાં કપરી વિદાયનો પ્રસંગ છે.

એકાએક કેમીરિકના ગળામાં ઘર ઘર અવાજ શરૂ થાય છે. હું એકદમ કૂદીને બહાર જાઉં છું, "ડોકટર ક્યાં છે? ક્યાં છે ડોકટર?"

સફેદ લાંબો ઝભ્ભો જોઈને હું એક વ્યક્તિને પકડી પાડું છું, "જલદી આવો, કેમીરિક મૃત્યુ પામે છે."

એ મારાથી જરા છૂટો થઈને એક પરિચારકને પૂછે છે, "કયા નંબરની એ પથારી?"

"છવ્વીસ—જેનો પગ કાપ્યો હતો—" એ જવાબ આપે છે.

એ નાકનું ટેરવું ચડાવે છે. "પાંચ જણના પગ આજે કાપ્યા છે, કયો એ હું કેમ જાણું!" પછી મને એક બાજુ મૂકીને પરિચારકને આગળ કહે છે, "આની સાથે જાઓ."

જતાં ગુસ્સાથી મારાં અંગ કાંપે છે. પરિચારક મને ઉદ્દેશીને કહે છે, "સવારના પાંચ વાગ્યાથી એક પછી એક ઑપરેશન ચાલે જ છે. તમને કહું, એકલા આજે જ સોળ મૃત્યુ પામ્યા. તમારા મિત્રનું સત્તરમું. મધરાત થતાં સુધીમાં વીસની સંખ્યા થઈ જશે.

મારી આંખે ચક્કર આવે છે. મને થાય છે કે હું હમણાં પડી જઈશ, જાણે પછી ઊભો જ નહિ થઈ શકું.

અમે કેમીરિકના ખાટલા પાસે આવી પહોંચીએ છીએ. એ ખલાસ થઈ ગયો હતો. મોં હજી આંસુથી ભીનું દેખાય છે. આંખો હજી અર્ધ ખુલ્લી છે અને શીંગડાનાં જૂનાં બટન જેવી પીળી દેખાય છે.

પરિચારક મને બાવડેથી પકડે છે, "એની વસ્તુઓ તમે લઈ જાઓ છો?" હું માથું હલાવી હા કહું છું.

"તો જલદી કરો. અમારે ખાટલાની ઘણી જ જરૂર છે. બહાર જુઓ તો ખરા, કેટલા ભોંય પર પડ્યા છે!"

હું કેમોરિકનો સામાન ઉતાવળે બાંધવા લાગું છું, અને તેની ઓળખાણનું પાટિયું છોડવા લાગું છું. ત્યાં તો હું જોઉં છું - એમણે ફ્રાંઝને એક ઝોળીમાં નાખી પણ દીધો હતો.

બહાર અંધારું અને પવન કેવાં ખાઉં ખાઉં કરે છે તેની મને ખબર છે. હું લેવાય એટલા ઊંડા શ્વાસ લઉં છું અને ફેફસાંને શ્વાસથી જીવતાં રાખું છું. અચાનક સુંદર ખેતરો, રમણીય દશ્યો અને આનંદથી ભરેલા આરામગૃહનો મને વિચાર આવે છે. હું ડરીને દોટ મૂકું છું. મારી બાજુમાંથી સૈનિકો પસાર થાય છે, તેમની વાતોના શબ્દો મારા કાન પર આવે છે પણ હું કંઈ સમજી શકતો નથી. પૃથ્વીના પેટાળમાં જબ્બર શક્તિ વહી રહી છે અને તે જાણે મારા બૂટનાં તળિયાંમાં થઈને મારા પગમાં ભરાઈ જાય છે. વીજળીના કડાકાની પેઠે રાત્રિ કડાકા નાખે છે. મેદાન જાણે ઢોલ પિટાતા હોય તેવા અવાજો કરે છે. મારાં અંગો ધક્કા અનુભવે છે, મારા સાંધાઓમાં જોશ પુરાય છે, મારો શ્વાસ જોશભેર ચાલે છે. રાત જીવતી છે, હું પણ જીવતો છું. મને જાણે સખત ભૂખ લાગી છે, પેટ, જઠર અને આંતરડાંમાંથી ઊઠે તે કરતાં કોઈ જુદી જ જાતની એ ભૂખ છે.

મુલર ઓરડી ઉપર ઉંબરમાં જ સામો ઊભો છે. હું એને બૂટ આપી દઉં છું. અમે અંદર જઈએ છીએ અને તે બૂટ પહેરી જુએ છે. એને તે બરાબર થઈ રહે છે.

એ એનો સામાન ફેંદી એક 'સેલાય' કાઢે છે. ગરમ ચા અને 'રમ' સાથે તે પેટમાં જાય છે.

૩

**નવા** જથ્થા આવ્યા છે. ખાલી જગ્યાઓ ભરાઈ ગઈ છે અને ઓરડીઓમાં ખડના કોથળાઓ ભરપાઈ થઈ ગયા છે. એમાંના કેટલાક તો જૂના જોગી છે પણ પચ્ચીસ જેટલા નવી છાપ લીધેલા છે. એ લોકો અમારા કરતાં બે વર્ષ નાના છે. ક્રોપ મારો ખભો હલાવીને કહે છે, "જોયા આ છોકરડાઓને ?"

હું માથું ધુણાવું છું. અમે અમારી છાતીઓને ફુલાવીએ છીએ, ખુલ્લામાં દાઢી કરીએ છીએ, ગજવાં ફંફોળીએ છીએ, નવા ભરતી થયેલાનું નિરીક્ષણ કરીએ છીએ અને અમે જાણે જમાનાજૂના હોઈએ એવો ભાવ અનુભવીએ છીએ.

કેટઝીન્સ્કી–કેટ અમારી સાથે થાય છે, અમે ઘોડારને પસાર કરી નવતરો પાસે પહોંચીએ છીએ. એમને ગેસ-બુરખા અને કોફી વહેંચાઈ ગયાં છે.

"ઘણા વખત પછી સારું ખાવાનું મળ્યું, કેમ બરાબર ને?" કેટ એક નાના છોકરાને પૂછે છે.

એનું મોં મલકે છે, "સવારે ગાજરની રોટી, બપોરે ગાજરની કઢી, સાંજે ગાજરનાં પતીકાં અને ગાજરનો રસ!"

"અરે વાહ!" કેટ ખંધાઈથી હસે છે. એ અમારી તરફ જુએ છે, બોલે છે, "બિચારો!"

પછી છોકરાને કહે છે, "જરૂર પડે તો અમારી મદદ માગજે." અમે પાછા ફરીએ છીએ.

* * *

કેટ વિના અમને જરા પણ ચાલે નહિ. બધાને પાંચ ઇંદ્રિય હોય છે પણ એને એક છઠ્ઠી ઇંદ્રિય પણ છે. દરેક મિત્રમંડળમાં એવો એકાદ જણ તો હોય જ. કેટ જેવો મેં બીજો ચાલાક-ચપળ નથી જોયો. ધંધે એ બૂટપોલીશવાળો છે, પણ તેથી શું? અને થોડે ઘણે અંશે હેઇ વેસ્થસને પણ લાગ્યું છે કે તેની મિત્રતા ઘણી ઉપયોગી છે. હેઇ એનો કાર્યવાહક મંત્રી છે. એની શક્તિ એ છે.

એક ઉદાહરણ —

અમે એક તદ્દન અજાણ્યા સ્થળે આવી પડીએ છીએ, જ્યાં બધું ખાલીખમ છે. એક અંધારા નાના કારખાનાના મકાનમાં અમને રાખવામાં આવે છે. અમને પથારીઓ મળે છે, પથારીઓ કેવી? વાંસના બે દાંડા ઉપર તારની જાળી ગૂંથી લીધી છે. જાળી ઘણી સખત લાગે છે, અને એની ઉપર પાથરવાનું અમારી પાસે કંઈ નથી. પાણીથી ભિંજાય નહિ એવું કપડું અમારી પાસે હોય છે. એની ઉપર અમે અમારા કામળા નાખીએ છીએ.

કેટ હેઇને કહે છે, "મારી સાથે ચાલ." બંને શોધ માટે ઊપડે છે. બંને અર્ધા કલાક પછી બાથમાં ખડ લઈને આવે છે. કેટે એક ગમાણ શોધી કાઢી હતી, ત્યાંથી ખડ મળી ગયું હતું.

હવે જો ભૂખ્યા ન થયા હોઈએ તો અમે નિરાંતે ઊંઘી શકીએ એમ હતા.

અહીં કેટલાક વખતથી રહેતા તોપખાનાના એક માણસને ક્રોપ પૂછે છે: "આટલામાં ક્યાં ય મોદીખાનું હશે?"

"આટલામાં શું – શું? મોદીખાનું?" એ હસે છે. "અહીં તો રોટલીની કરચ પણ ક્યાં ય જોવા નહિ પામો."

"તો શું, અહીં કદી કોઈ રહેતું જ નથી?"

"રહેતા હતા થોડાક લોક, પણ તેઓ સૈનિકોના રસોડા આગળ ભમ્યા કરતા અને ભીખ માગતા."

"એ વાત ગમતી ન થઈ. ત્યારે તો હવે સવારે ભથ્થુ આવે તેની જ રાહ જોઈએ."

પણ હું જોઉં છું કે કેટ માથા પર ટોપી નાખીને તૈયાર થયો છે.

"કેમ, કઈ દિશામાં?" હું પૂછું છું.

"જરા તપાસ કરવા." એ બહાર નીકળી જાય છે. તોપખાનાવાળો દાઢમાં બોલે છે, "ભલે, જાઓ અને કરો તપાસ. પણ જે મળે તે ઉપાડવામાં મચક ન ખાતા."

નિરાશ થઈને અમે લાંબા થઈને પડીએ છીએ. આંખ મીંચી રાખવાનો પ્રયત્ન કરીએ છીએ, પણ વ્યર્થ.

ક્રોપ પોતાની પાસેની એક સિગારેટના બે કકડા કરી એક મને આપે છે. જેડન પોતાના પ્રિય ભોજનની વાત ઉપાડે છે. કોઈક બીજી બાજુથી કહે છે, "મહેરબાની કરીને એની વાત અત્યારે ન કર. પછી વળી બધું શાંત થઈ જાય છે, માત્ર બાટલીના મોઢામાં બેસાડેલી મીણબત્તીની જ્યોત ઉપરનો મોગરો ક્યારેક

અવાજ કરે છે અને પેલો તોપખાનાવાળો વારે વારે થૂંક્યા કરે છે તેનો અવાજ થાય છે.

અમે ઝોકાં ખાવા ઉપર ચડીએ છીએ ત્યાં બારણું ઊઘડે છે. અને કૅટ દેખાય છે. મને લાગે છે કે હું સ્વપ્ન જોઈ રહ્યો છું. એની બગલમાં બે મોટી રોટી અને હાથમાં લોહીથી ખરડાયેલો ઘોડાના માંસથી ભરેલો એક કોથળો છે !

તોપખાનાવાળા ભાઈના મોંમાંથી એની ચુંગી સરી પડે છે. રોટીને એ હાથ લગાડી જુએ છે, "ઓહ ભગવાન, આ તો ખરેખર રોટી છે ! અને તે ય ગરમ !"

કૅટ કંઈ કહેવા ઇચ્છતો નથી. એને રોટી સાથે કામ હતું અને તે તેને મળી ગઈ. મને તો ખાતરી છે કે કૅટને ઉજ્જડ રણમાં છોડી દીધો હોય તો અર્ધા કલાકમાં ત્યાં પણ તે ખજૂર, દારૂ અને ભૂંજેલું માંસ મેળવીને પોતાનું ભોજન તૈયાર કરી લે.

"થોડાં લાકડાં લાવ" હેઈને એ કહે છે.

અને પછી પોતાના કોટ નીચેથી એક તવી અને ગજવામાંથી મુઠ્ઠી ભરીને મીઠું અને ચરબીના ટુકડા કાઢે છે. જે જે વસ્તુની અમુક એક પ્રસંગે જરૂર પડે તે બધી તેના ખ્યાલમાં હોય છે. હેઈ જમીન ઉપર દેવતા તૈયાર કરે છે. અંધારો અને ખાલી ઓરડો એનાથી ઝળાંઝળાં થઈ જાય છે. અમે પથારીઓમાંથી નીચે ઠેકી પડીએ છીએ.

તોપખાનાવાળો ખંચાય છે. કૅટનાં વખાણ કરીને થોડું ખાવાનું મેળવવું કે કેમ તેના વિચારમાં તે છે, પણ કૅટ તો એની તરફ જોતો પણ નથી – જાણે એનું અસ્તિત્વ જ ન હોય.

ઘોડાના માંસને ભૂંજીને કેમ નરમ બનાવવું તે કૅટને આવડે છે. એને એકદમ તવી ઉપર મૂકવાથી તે ચવડ બની જાય છે. પ્રથમ

એને થોડા પાણીમાં બાફવું જોઈએ અને પછી તવી ઉપર મૂકવું જોઈએ. છરીઓ લઈને અમે કૂંડાળું વળી બેસી જઈએ છીએ અને પેટ ભરી લઈએ છીએ.

આ કેટ. વરસમાં એક જ કલાકમાં ખાવા જેવું ખાવાની ઇચ્છા ગમે તેવા સ્થળે થઈ હોય ને, બસ કેટ ઊપડી જ ચૂકે. જાણે એને દિવ્યચક્ષુ હોય તેમ અમુક દિશામાં ચાલવા માંડે, અને જાણે ચુંબકસોયનો ખેંચાતો જતો હોય તેમ અમુક સ્થળે પહોંચી જાય અને જરૂર ખાવાનું લઈ આવે.

કોઈ પણ વસ્તુ એ લાવી આપે. ઠંડી હોય તો લાકડાં અને ચૂલો, ખડ અને ભૂસું, ટેબલ અને ખુરશી, અને બધા કરતાં વિશેષ તો ખાવાનું. આપણને એમ જ લાગે કે તે જાદૂથી હવામાંથી બધું મેળવે છે. એનું મોટામાં મોટું પરાક્રમ ચાર પૂછડિયા કાચબાઓ પકડી લાવવાનું છે.

* * *

અમે કોટડીની તડકાવાળી બાજુ પર બેઠા છીએ. ટારની, ગરમીની અને પરસેવાવાળી પગની ચામડીની ગંધ આવે છે. કેટ મારી બાજુમાં બેઠો છે. એને વાત કરવી ગમે છે. આજે અમારે એક કલાક સુધી સતત સલામ ભરવાની કવાયત લેવી પડી છે કારણ કે જેડન એક મેજરને ચપળતાથી સલામ ભરી ન શકયો. કેટ પોતાનો ઉકળાટ ઠાલવે છે.

“હું ખાતરીથી કહી શકું છું કે આપણે લડાઈ હારવાના છીએ, કારણ કે આપણે સલામો ભરતાં બહુ શીખીએ છીએ.”

ક્રોપ પોતાની બ્રીચિસના પાંયચા ચડાવીને ખુલ્લે પગે આંટા મારે છે. એણે પોતાનાં મોજાંને ધોઈને સુકાવા નાખ્યાં છે. કેટ આકાશ તરફ જુએ છે, પછી ધ્યાનમગ્ન બોલે છે, “જેવી રીતે

આંખ અનાજનાં કણને જોઈ શકે છે તેમ કાન એને સાંભળી શકવા જોઈએ."

"એ કેમ?" ક્રોપ પૂછે છે.

"કેમ એટલે? અનાજે બોલવું જોઈએ કે હું અહીં છું, આ સ્થિતિમાં છું, મને લો અને તમારાં પેટને શાંત કરો."

અમે હસી પડીએ છીએ.

"તેથી શું લાભ!

"લાભ?" કેટ બોલે છે. અને પછી કોઈ કવિતાની લીટીઓ લલકારે છે—

સૌને સરખું ભાણું, સૌને સરખું નાણું,
જાહેર થઈ જાય ભારી કે લડાઈનું ના'વે ટાણું."

ક્રોપ એને વચ્ચેથી અટકાવી દે છે. "એમ નહિ. લડાઈની જાહેરાતને એક જલસો બનાવવો જોઈએ. એને માટે પ્રવેશ-ફી રાખવી જોઈએ. ચારે તરફ બેઠકો હોય અને વચ્ચે મેદાન હોય. મેદાનમાં વિરોધી દેશોના પ્રધાનો અને સેનાપતિઓ સામસામા ખડા થઈ જાય, એમણે હાથમાં લેવી લાકડીઓ અને પછી માંડવા ઝીંકવા. બસ જે દેશના પ્રધાનો અને સેનાપતિઓ જીવતા રહે તેમનો દેશ જીવતો રહે. મને લાગે છે કે તો ખાવાની તાણ કોઈને ન જણાય."

"વાત કંઈ બરાબર સમજાઈ નહિ." કેટ બોલ્યો.

"ખરે? તો જવા દો."

એ વાત ગઈ અને તેને સ્થાને કવાયતની વાત આવી.

મારી સામે ચિત્ર ખડું થાય છે. બેરેકમાં બપોર બળે છે. સખત તાપ ઉપર તોળાઈ રહ્યો છે. બેરેકમાં કોઈ નથી. બધું નિસ્તબ્ધ છે. સંભળાય છે કેવળ પડઘમનો અવાજ. બેંડની ટુકડી ક્યાંક

પ્રૅક્ટીસ કરી રહ્યા છે, જોર જોરથી, નીરસતાથી, એક જ ગીત. કેવો મેળ! બપોરનો તાપ, બૅરેકનું ચક્કર અને પડઘમનો અવાજ! સુક્કું જ સુક્કું.

બૅરેકની બારીઓ ઉજ્જડ અને કાળાં છે. કોઈક ઉપર લેંઘા સુકાવા ટિંગાય છે. અંદર ઓરડીઓ ઠંડી હશે. લાલસાથી નજર એ તરફ ખેંચાઈ રહે છે.

ઓહ! આ અંધારી, ધૂળથી ભરેલી, લોઢાના ખાટલાવાળી, ગાભા જેવી પથારીઓવાળી, અળખામણાં લાગે તેવાં તાળાં અને ભૂખ જેવાં મેજવાળી કોટડી, તું પણ લાલસાની વસ્તુ બની શકે છે! કારણ? કારણ કે સામટા દિવસોના રહેઠાણ પછી તું પણ ઘરનો ઝાંખો ખ્યાલ આપે છે.

કેદ આ વિચારને જરા રંગ આપે છે. પણ એ વધુ વાર સફળ થઈ શકે તેમ નહોતું.

સૂચનાઓ આપવાનો એ સવારનો સમય--

"રાઈફલ ૯૮ના ભાગોનાં નામ બોલો.—" બપોરે શારીરિક શિક્ષણનો સમય—"દો કદમ આગે! બાંયે ઘૂમ, ઘૂમ જાઓ—"

અમે સ્મરણે ચડીએ છીએ. "ઘૂમ જાઓ, જોશ કદમ, રસોઇયાને કહો—બટેટાપાક તૈયાર! લોહેન આગળથી ઘુમાઓ."

લોહેન એ રજા પર ઘેર જતા સૈનિકોએ બદલવાનું જંકશન સ્ટેશન છે. હિમેલ્સ્ટોસ અમને બૅરેક આગળથી વળવાનો હુકમ આપી કવાયત માટે મેદાન તરફ વાળતો એટલે અમે લોહેન આગળ વળવાનો હુકમ બોલી લડાઈમાંથી છૂટવા માટે ઘર તરફ વળવાનું સૂચન કરતા. એટલે—

"બૅરેક કોટડીઓ આગળથી ઘુમાઓ—" હિમેલ્સ્ટોસ બોલે છે.

"લોહેન આગળથી ઘુમાઓ—" અમે બોલીએ છીએ.

"ટિમેલ્સ્ટોન—એક ટપાલી. આવો કવાયત કરાવનારો થઈ ગયો એ નવાઈ છે." હું કહું છું.

"મને તો ચિંતા થાય છે કે લડાઈ પૂરી થયા પછી એને ટપાલનું કામ કેમ ફાવશે?" ક્રોપ બોલે છે.

"પણ લડાઈ પૂરી તો ત્યારે થાય કે જ્યારે રાજકારી પુરુષો પૂરા થાય." કેટ કહે છે.

અમે ચિંતામાં પડીએ છીએ. પછી કેટ કહે છે, "માણસના હુકમ કરવાના સ્વભાવથી તો તોબાહ! અને તેમાંય લડાઈમાં તો વળી એ સ્વભાવ સોળે કળાએ ખીલે છે. સૈન્યનો પાયો જ એ, પણ મુશ્કેલી એ છે કે દરેકમાં અસાધારણ સત્તા આવીને ભરાય છે એક ઉપર બીજો રોફ જમાવે, બીજા ઉપર ત્રીજો, અને ત્રીજા ઉપર ચોથો—એટલે કૈઝર સુધી લાંબી કતાર ચાલે. અને હુકમ પણ કેવી જાતના? ટાંટિયા ઊંચા નીચા કરીને મરી ગયા જેવા હોઈએ ત્યાં હુકમ આવે 'ગાઓ!' ગળામાંથી ગમે તેમ અવાજ કાઢી દઈએ અને અમલદારને રાજી કરી જાણ્યાં છૂટશું એવું લાગે ત્યાં હુકમ ફરે; અને જો અમલદાર રાજી ન થાય તો તો ભોગ લાગ્યા—કલાકની બીજી કવાયત! હું તો કહું છું, ભાઈ, માણસો મરાવવાં હોય કે એમને જ મોત આગળ નાખવા હોય તો કહો ને, એ જ કામ કરીએ, પણ આમ કરવાનો શો હેતુ છે? અમલદારનું ભેજું ફરે તેમ સિપાઈઓએ પણ ફરવાનું! મને લાગે છે કે લડાઈ જેટલા માણસને નહિ મારી નાખે તેટલા માણસને આ હુકમ ગાંડા બનાવીને મારી નાખશે."

કેટની આ વાતનો કોઈ વિરોધ કરતું નથી, કારણ કે સૌ જાણે છે કે કવાયત અને સલામનો ઉપયોગ ફ્રંટ ઉપર જતાં કશો જ રહેતો નથી. સૈનિકને દરેક કપરી પરિસ્થિતિમાંથી પસાર કરાવવા જ જોઈએ એ 'વોરાભાઈના નાડા'વાળો સિદ્ધાંત છે.

* * *

અમારે તાર પાથરવાના કંટાળાભર્યા કામ ઉપર જવાનું આવ્યું છે. અંધારું થયા પછી મોટરલોરીનું ગબડવું શરૂ થાય છે. અમે અંદર ચડી જઈએ છીએ. સાંજ જરા ઠંડી લાગી છે અને સંધ્યા એવી સરસ લાગે છે અને અમને એવું થાય છે કે અમે એક ચંદરવા નીચે એકમાં બધા સમાઈને રહ્યા છીએ. જેડન જેવો પણ લહેરમાં આવી જઈ મને એક સિગારેટ આપી દે છે, અને સળગાવી દે છે.

ખભેખભા મિલાવીને અને એકમેકથી ભરાઈને ઊભા છીએ. બેસવાની જગ્યા નથી—અમે એની આશા પણ રાખતા નથી. મુલર જરા રંગમાં આવેલ છે. એણે કેમીરિકના ઈંગ્લિશ બૂટ પહેર્યા છે.

એન્જિન ખડખડ ધડધડ થાય છે અને લોરી પછડાય છે. રસ્તો ખાડાખડિયાવાળો છે. અજવાળું કરવાની અમારી હિંમત નથી એટલે અમે અથડાતા-કૂટાતા આગળ ચાલીએ છીએ અને ક્યારેક ક્યાંક ખૂતી પણ જઈએ છીએ. પણ અમને ખરાબ લાગતું નથી. આંતરડાં વીંધાઈ જાય તે કરતાં હાથ ભલે ભાંગી જાય કે જેથી ઘરનું મોં તો જોવા પામીએ!

અમારી બાજુમાં લાંબી હારમાં દારૂગોળો અને યુદ્ધસામગ્રીની ગાડીઓ હલવાય છે. અમારા વિચારો ઉપર એ સતત રીતે કબજો રાખ્યે જાય છે.

રસ્તાની ધાર ઉપર કોઈ ઘરની દીવાલ દેખાય છે. અચાનક મારા કાન ચમકે છે. મારી ભૂલ તો નથી થતી? ફરીથી બતકના કેક કેક અવાજ સંભળાય છે. હું કેટ તરફ જોઉં છું. અમે સમજી જઈએ છીએ.

"ચૂલા ઉપરની તવી ખુશ થાય તેવું કંઈક છે." હું કહું છું.

"પાછા ફરતી વખતે એની બરદાસ્ત કરશું. એનો નંબર હું જાણું છું." કેટ કહે છે.

પંદર માઈલના ઘેરાવામાંના એક એક ખતકના પગને જાણે નંબર લગાડ્યો હોય તેમ કેટને તે દરેક વિષે માહિતી છે.

તોપખાનાની લાઈન સુધી લોરીઓ આવી પહોંચે છે. વિમાનો જોવા ન પામે તેવી રીતે હથિયારોને ઝાડોની ઘટા નીચે ચુપચાપ બેસાડી દેવામાં આવે છે. જો એ ઝાડોએ તોપોને આશ્રય આપવાનો ન હોત તો તેઓ ઘણાં પ્રફુલ્લ લાગત.

તોપોના ધુમાડા અને ધુમ્મસથી હવા ઝેરી લાગે છે. પાઉડરનાં રજકણ હવાને અડતાં ધૂણવાં લાગે છે. તોપોનો અવાજ અમારી લોરીઓને પણ પાછળ હડાવી દે છે. એના જે પડઘા પડે છે તે ક્રોધથી ફૂંફાડા મારતા શેષનાગનું સ્મરણ કરાવે છે અને ધરતીને ધ્રુજાવી દે છે. અમારાં મોં ઉપર અદૃશ્ય ભાવો પલટાય છે. અમે અત્યારે ફ્રંટમાં નથી—રિઝર્વમાં છીએ, છતાં અમારા ચહેરાઓ ફ્રંટ ઉપર જ હોય તેવા લાગે છે. એ ભય નથી. અમારા જેવા કે જેઓ આટઆટલી વખત અહીં આવી ગયેલ છે તેની ચામડી મજબૂત બની ગઈ હોય છે.

ફ્રંટ ખળભળી ઊઠેલ છે. અમે અવાજોને સાંભળીએ છીએ. ટોમીઓએ બાર શરૂ કરી દીધા છે." ક્રોપ કહે છે. "આજ રાત્રે બોંબમારો ચાલવાનો." કેટ કહે છે.

બોંબના અવાજો અમને સ્પષ્ટપણે સંભળાય છે. અમારા પક્ષની જમણી બાજુથી અંગ્રેજી તોપખાનું ગાજે છે. એક કલાક જેટલું વહેલું એમણે કામ શરૂ કરી દીધું.

"એ લોકોનાં ઘડિયાળ બહુ આગળ જતાં હોવાં જોઈએ." મુલર કહે છે.

"આજે રાત્રે ભયંકર મારો ચાલશે, હું ખાતરીપૂર્વક કહું છું. મારી નસો મને કહી રહી છે." કેટ ખભા હલાવતો બોલે છે.

અમારી તદ્દન નજીક ત્રણ તોપો ગોળા છોડે છે. ધુમ્મસ સોંસરી એની જ્વાળા ભભૂકી ઊઠે છે. તોપો ગાજે છે, ધ્રૂજે છે. અમારી અંદર પણ ધ્રુજારી પ્રસરી જાય છે. અને અમે એમ વિચારતાં આનંદ અનુભવીએ છીએ કે સવારે કોટડીઓએ અમે વહેલા પહોંચશું.

અમારા ચહેરા બીકથી સફેદ બન્યા નથી કે ઉત્સાહથી તેજમાં આવ્યા નથી; તેના પરની રેખાઓ તંગ લાગતી નથી કે ફૂલેલી લાગતી નથી; છતાં લાગે છે કે એમાં કંઈક ફેર પડી ગયો છે. અમને લાગે છે કે અમારું લોહી 'ચગ' જેવા કોઈ શબ્દને ઝંખી રહ્યું છે. આ અલંકારની ભાષા નથી. વાસ્તવ છે. ફ્રંટ, ફ્રંટનું ભાન આ ભાવ જગવે છે. પહેલો બોંબ જે ક્ષણે હવામાં ગાજ્યો અને હવા એના ભયે ચિરાઈ તે ક્ષણે એકાએક અમારી નસોમાં, અમારા હાથમાં, અમારી આંખમાં એક તીવ્ર પ્રતીક્ષા, એક અધીરી ઉત્સુકતા, એક ઊંચી ધ્યાનસ્તતા, અને એક ભાષાની અગમ્ય તીક્ષ્ણતા કેળાઈ ગઈ; સમસ્ત અંગો એક જ ક્ષણે કશાક માટે તત્પર થઈ ગયાં.

ઘણીવાર એમ લાગે છે કે જાણે ભયકંપિત હવા અમારી ઉપર એકદમ તૂટી પડે છે, અથવા તો જાણે ફ્રંટની ભૂમિએ કોઈ એવો વિદ્યુતપ્રવાહ ચલાવ્યો છે કે જે અમારી નસોને એકદમ જાગ્રત કરી દે છે.

દરેક વખતે એક જ વસ્તુ. અમે સાદા-સીધા સૈનિકો ત્યારે કાં તો આનંદમાં અથવા ગંભીર ચહેરા લઈને ફ્રંટ ઉપર જવા ઊપડીએ છીએ. પછી આવે છે તોપના મોરચા, અને અમે જે કાંઈ બોલીએ છીએ તેમાં જુદી જ જાતની ધ્રુજારી હોય છે.

" આજ બોંબમારો ચાલવાનો. " એ શબ્દો કેટના મોંમાંથી જ્યારે સિપાહી-બેરેકમાં બોલાય છે ત્યારે એ તો કેવળ માન્યતા છે એમ કહેવાય. પણ એ જ શબ્દો અહીં મોરચા આગળ ઊજળી રાતે

દેખાતી કીરચની ધાર જેવા લાગે છે. વિચારોને તે ચરરર અવાજે કાપી નાખે છે. અમારા કાન આગળ ગોળાની પેઠે પછડાય છે અને શરીરનું અણુ–અણુ બોલી ઊઠે છે : " આજે ગોળામારો ચાલવાનો!" ઊંડે ઊંડે લપાઈ બેઠેલું જીવન જ કદાચ એથી કંપ અનુભવીને ઊભું થઈ જતું હશે.

* * *

મને તો ફ્રંટ એ એક ભેદી વમળ લાગે છે. હું હજી તો શાંત પાણીમાં ઊભો છું, એ વમળ તો દૂર છે છતાં ધીરે ધીરે, અબાધ્ય-પણે અને દઢતાથી એનું ચક્ર મને પોતાની અંદર લેતું હોય એમ મને લાગે છે.

હવામાંથી, અંદરથી – ખાસ કરીને તો ધરતીમાંથી–કોઈક તીક્ષ્ણ બળ અમારી અંદર ઊતરી રહ્યું છે. ધરતી આવી તો લડાઈના સિપાહીને જ લાગતી હશે. જ્યારે સિપાહી તેની ઉપર લાંબો થઈ પડે છે અને તેને ચોંટી રહે છે, અથવા તો જ્યારે વરસતા ગોળાથી મરતો બચવા તેની અંદર પોતાનું મોં અને તમામ અંગો સંતાડી દે છે ત્યારે સિપાહીની માતા, બેન કે સ્વજન તે જ એક માત્ર હોય છે. તેની ગોદમાં આશ્વાસન પામીને તે તેની પાસે એકાંતમાં રડીને પોતાની વેદના ઠાલવે છે. એ એને આશરો આપે છે. મૃત્યુથી નાસી છૂટવાની, જીવવાની એને એ દસ ક્ષણ આપે છે, દસ ક્ષણનું જીવન, પણ એવી ક્ષણો જેટલી વાર માગો એટલી વાર એ આપવાને તૈયાર હોય છે.

" ધરતી ! ધરતી ! ધરતી ! "

ધરતી ! તારાં પડો, કોતરો અને ખીણો–માણસ એમાં કેટલી ખાતરીથી કૂદી પડીને ભરાઈ રહી શકે છે ! ભયની છાયામાં, વિનાશના કાળા રંગમાં અને ધડાકા–ભડાકાની મૃત્યુચીસોમાં, ઓ ધરતી, તું જ અમને જીવનને જાળવવાની આશા આપે છે. ઝંઝા-

વાતના પ્રચંડ વેગમાં ધસડાઈ ગયેલું અમારું જીવન તારી અંદરથી ફૂટીને અમારા હાથમાં પડે છે અને અમે, તારાં મુક્ત બાળકો, તારી અંદર સમાઈ જઈએ છીએ અને આશામાં વ્યગ્ર બનીને અમારા હોઠથી તારો રસ ચૂસ્યા કરીએ છીએ.

બોંબના પહેલા ધડાકાની પળે અમે એકદમ અમારા અંતરના કોઈક ખૂણામાં એક હજાર વર્ષ પાછળ હટી જઈએ છીએ. જે પશુવૃત્તિ અમારામાં જાગી જાય છે તે જ અમને દોરે છે અને અમારું રક્ષણ કરે છે. એ અમારું આત્મભાન નથી, આત્મભાન કરતાં વધુ વેગીલું, વધુ જાગ્રત અને ઓછું પતનશીલ છે. એને શબ્દોમાં વ્યક્ત કરવું અશક્ય છે. માણસ શૂન્યમનસ્ક, કોઈ પણ ઉદ્દેશ વિના, ચાલતો હોય છે. અચાનક એ જમીન પર પડી જાય છે. એની ઉપરથી હવામાં સીસકાર કરતી કણીઓ એને કંઈ જ ઈજા પહોંચાડ્યા વિના ઊડી જાય છે. છતાં ય એ ખ્યાલમાં લાવી શકતો નથી કે એણે કંઈ અવાજ સાંભળ્યો, કે ગોળીઓને આવતી જોઈ કે પોતાને જમીન પર સુવડાવી દેવાનો તેને વિચાર આવ્યો. પણ જો એણે પ્રેરણાથી કામ કર્યું ન હોત તો આ ક્ષણે તે માંસનો ઢગલો બનીને માટી ઉપર પડ્યો હોત. એ એ અંતઃસ્ફુરણા છે કે જે આપણને જમીન પર ધક્કો મારીને સુવડાવી દે છે અને આપણને ખબર ન પડે તેમ આપણને બચાવી લે છે. જો એમ ન થતું હોત તો ફ્લેન્ડર્સથી વોસ્જીસ સુધીમાં એક પણ માણસ જીવતો ન રહ્યો હોત.

આનંદમાં કે શૂન્યમનસ્ક—અમે નૃત્ય કરતા રહીએ છીએ, ફ્રંટની શરૂઆત થાય છે તે પ્રદેશમાં આવીએ છીએ અને એ જ ક્ષણે માનવપ્રાણી બની જઈએ છીએ.

* * *

એક આછું જંગલ અમારું સ્વાગત કરે છે. એની છાયામાં અમે નીચે ઊતરી જઈએ છીએ અને લૉરીઓ પાછી ફરે છે.

લોરીઓ વહેલી સવારે અમને બધાને પાછા ભેગા કરી લેવાને આવવાની છે.

ધુમાડો અને ધુમ્મસ ખેતરો ઉપર છાતી સુધી ઊતરી આવ્યાં છે. ચંદ્ર ચમકી રહ્યો છે. રસ્તા ઉપર ટુકડીઓ કતારબંધ બને છે. ચંદ્રપ્રકાશમાં તેમના શિરટોપ ઝાંખા ચળકે છે. સફેદ ધુમ્મસની ઉપર માથાં હલે છે અને બંદૂકની ધારચો ડોલે છે.

આગળ જતાં ધુમ્મસ નથી રહેતું. અહીં માથું આકાર ધરે છે, કોટ, પાયજામા અને બૂટ સફેદ કાદવમાંથી બહાર નીકળ્યા હોય તેવા લાગે છે. તેઓ એક સ્તંભ બને છે, સ્તંભ આગળ ચાલે છે, સીધો—એક પદાર્થ હોય તેમ; કોઈ એકને એમાંથી જુદો તારવી શકાય નહિ. દૂધિયા સરોવરમાં તરતાં માથાં અને ધારચો સાથે કાળા ફાચર જેવો સૈનિક–સ્તંભ આગળ ને આગળ માર્ગ કરતો જાય; સ્તંભ જ—માનવી બિલકુલ નહિ.

આડા ફંટાતા રસ્તા પર તોપ અને દારૂખાનાનાં વેગન ઢસડાતાં જાય છે. ઘોડાની પીઠો ચંદ્રના તેજમાં ચમકે છે, સરસ ચાલે તેઓ ચાલે છે, એમનાં માથાં આમથી તેમ ડોલે છે, એમની આંખો ચમકારા મારે છે. એના ઉપરના અસવારો ભૂતકાળના વીરોનું સ્મરણ કરાવે છે. ખૂબ સુંદર અને આકર્ષક લાગે છે.

અમે હથિયારખાનાના મથક તરફ ધપી રહ્યા છીએ. અમારા ખભા ઉપર હથિયારો છે, એના ભારથી અમે થાકી ગયા છીએ, અમને એ ફાવતો પણ નથી.

વધારે ખેદાનમેદાન થઈ ગયેલી જમીન આવે છે. આગળથી ચેતવણી આવે છે: "સાવચેત ! ડાબી તરફ ઊંડી ચિરાડો છે."
— "ખ્યાલ રહે, ખાઈ આવે છે"—.

અમારી આંખો વેધક બને છે. અમારું શરીર ફસડાઈ પડે તે પહેલાં આપણી લાકડી અને અમારો એક પગ આગળની

જમીનને જોઈ લે છે. એકાએક થોભી જવાનો હુકમ આવે છે. મારું માથું મારી આગળના માણસે ઉપાડેલા તારના ગૂંચળા જોડે અથડાય છે. મનમાં જ હું એને ગાળ દઈ દઉં છું.

રસ્તામાં તોપથી ખુરદો થયેલી કેટલીક લૉરીઓ પડી હતી. બીજો હુકમ આવે છે: "સિગારેટો અને ચુંગીઓ બહાર કાઢો." અમે લાઈન નજીક આવતા હતા.

દરમિયાનમાં કાળું મેશ અંધારું જામે છે. નાના જંગલને કાંઠે અમે આવી ગયા છીએ. હવે તો ફ્રંટ લાઈન એકદમ આવી જશે. એક અસ્થિર લાલ આભા ક્ષિતિજના એક છેડાથી બીજા છેડા સુધી પથરાઈ ગઈ છે. તેનો રંગ બદલાતો જ જાય છે. પણ તે તોપના ભડકાના રંગ સાથે મળતો જ રહે છે; પ્રકાશના ગોળાઓ એની ઉપર ચડે છે અને એમાંથી ખરતા તારા જેવી ચમકદાર વસ્તુઓ નીચે પડીને મોટા ધડાકા કરે છે. ફ્રેંચ રૉકેટ ઊંચાં ચડે છે અને તેમાંથી રેશમી છત્રીઓ ખૂલીને ધીરે ધીરે નીચે ઊતરે છે. તેઓ પૃથ્વી પર પ્રકાશ ફેલાવે છે, અમે એની નીચે પામર જંતુ જેવા લાગીએ છીએ. એ ધડાકો કરે તે પહેલાં એક મિનિટ સુધી નિશાનની જગ્યા શોધવા તેઓ આમ તેમ ઝૂલે છે. અને પછી તરત આકાશમાં ચડી જાય છે.

"બૉમ્બમારો!" કેટ બોલે છે.

તોપોની ગર્જનાનો અવાજ હવામાં તરી રહે છે અને પછી એ એક અવાજમાંથી અનેક અવાજ થઈ દસે દિશાને ધ્રુજાવે છે. મશીનગનોની રૂક્ષ તડતડાટી ગડગડે છે. અમારી આંખોની તેજ–મર્યાદાથી ઊંચે કંઈક ઝડપી ગતિએ ચાલ્યા કરે છે અને તેમના સી–સી અવાજો કાનમાં ચરચરાટી ઉપજાવે છે.

સર્ચલાઇટો આકાશના અંધારાને ઉલેચે છે. મોટી ચમકતી સડક બંધાયા જેવી એ લાગે છે. કોઈકની નજીકથી એ પસાર

થાય છે અને તે જરા ધ્રૂજે છે. બીજી ક્ષણ, બીજો તેજપટ, એક કાળું હાલતું ચાલતું પ્રાણી દેખાય છે. એ નાસી જવા પ્રયત્ન કરે છે, પણ વ્યર્થ. એ એક વિમાની હતો, એણે આંખો ગુમાવી હતી, એ પડે છે અને પકડાઈ જાય છે.

* * *

**ચોક્કસ** અંતર ઉપર અમે લોખંડના ડાંડા ખોડીએ છીએ. બે જણા કાંટાળા તારનું ગૂંચળું દોડવતા જાય છે અને બીજાઓ તેને ડાંડા ઉપર ચડાવતા જાય છે. મને એનાથી હાથ ચીરવામાંથી મુક્ત રાખવામાં આવ્યો છે.

થોડા કલાકમાં એ કામ પૂરું થાય છે, પણ લૉરીઓ આવવાને હજી વાર છે. ઘણાખરા જણ લાંબા થઈને સૂઈ જાય છે. હું યે શરીર લંબાવું છું, પણ ટાઢ બહુ વાય છે. ઠંડી અમને જાગતા જ રાખે છે એ પરથી અમને ખબર પડે છે કે દરિયો નજીક છે.

એક વાર હું ઘસઘસાટ ઊંઘી જાઉં છું. પણ ચમકીને જાગી જતાં ક્યાં પડ્યો છું તેનું જ્ઞાન ગુમાવી બેસું છું. હું તારાઓને અને રૉકેટોને જોઉં છું. મને એક ક્ષણ માટે એવું થઈ આવે છે કે હું કોઈ સુંદર ઉદ્યાનમાં છું. સવાર છે કે સાંજ એની મને ખબર નથી; હું તો ઉષા–સંધ્યાની ઝાંખી સુરખીમાં ઝૂલતો પડ્યો છું. હું મૃદુ સ્વરો સાંભળવાની અપેક્ષા રાખું છું.

"– આ શું?" હું બૂમ મારી ઊઠું છું. હું મારી આંખોને હાથથી દાબીને બંધ કરી દઉં છું. શરીરની ચામડી સંકોચાઈ જાય છે; પણ એ એક પળ જ. પછી કેટને એ ધૂપછાયા રંગમાં ઓળખું છું. એ બેઠો બેઠો પોતાની ચુંગી ફૂંકે છે. મને જાગેલો જોઈને કહે છે: "ગોળાથી તું ડરી ગયો. એ તો નાનકડો જ બૉંબ હતો. એ … પણે ઝાડીમાં પડ્યો."

હું બેઠો થઈ જાઉં છું.

"એ ડરામણા ન હોત તો ફટાકડા–મોજ સરસ મળત."– કેટ હસે છે.

એક અમારી નજીક પડે છે. કેટલાક નવા ભરતી થયેલા, ભયથી કૂદીને અમારી બાજુ સરકે છે. બીજો પડે છે, એ વધારે નજીક પડે છે. કેટ ચુંગીને ટબકારે છે, "આ જોવા તો આપણે અહીં આવ્યા છીએ."

પછી તો જાણે ઝડી વરસવી શરૂ થાય છે. ગભરાટમાં જેમ બને તેમ વધુ નજીક નજીક ભરાઈને અમે બેસીએ છીએ. એક બરાબર અમારી વચ્ચે પડે છે. બે જણા ચીસ પાડી ઊઠે છે. લીલાં રોકેટો ઉપર ફૂટ્યા કરે છે—એક સીધી લીટીમાં; કાદવ–માટી ઊંચાં ઊડે છે, તીક્ષ્ણ કણીઓ સૂસવે છે. સળગી ઊઠે તેવા પદાર્થોના અવાજો પાછળ દૂર દૂરથી બંદૂકોની તડતડાટી સંભળાય છે.

અમારી બાજુમાં એક નાનકડા ગભરુ ગોળ ચહેરાવાળો કુમાર સૂતો હતો. એનો શિરટોપ ઊડી પડયો હતો, હાથમાં મોં ઢાંકીને એ પડયો હતો. હું ટોપ લઈને એના માથા પર મૂકવા જાઉં છું. એ એને ફરીને હડસેલી દે છે; પછી એ મારો હાથ પકડી લઈ એકદમ રડી પડે છે. હું ફરીને ટોપ એના માથા પર મૂકું છું. માથાને જ પહેલો ઘા લાગવાનો સંભવ હોય છે. પેટમાં ગોળી વાગે તો ત્યાં તો માંસનો બીજો લોચો આવી શકે પણ માથામાં ગોળી પેસી ગયે ઉપાય નથી રહેતો.

કોઈક બહુ ખરાબ રીતે જખમાયો છે. એની ચીસો બૉંબોના અવાજો વચ્ચે પણ સંભળાય છે.

અંતે બધું શાંત બને છે. બૉંબ–વર્ષા અમારા ઉપરથી ખસી જઈને અનામત દળ ઉપર જાય છે. અમે ઊંચું માથું કરીને જોવાની હિંમત કરીએ છીએ.

મારા પડખામાં રડતા કુમારને હું હલાવું છું. એ ઊંચું જોતો નથી.

"હવે ડર જેવું નથી." હું કહું છું.

તોપણ એ ઊંચું જોતો નથી. હું જોઉં છું કે એનો હાથ પાછળ ને પાછળ રહે છે.

"કપડાં ખરાબ થયાં છે?" હું પૂછું છું.

એ માથું હલાવીને હા કહે છે.

"તો એમાં શરમાવા જેવું કંઈ નથી. લડાઈમાં શરૂઆતમાં એવું તો થાય જ. ઘેર આપણે આવા ધડાકા સાંભળીને ટેવાયા થોડા જ હોઈએ? પેલા જાળા પાછળ જઈને અંદરની ચડ્ડી કાઢી આવ."

"ઊઠ, જા જોઈએ." હું એના માથા પર હાથ ફેરવીને કહું છું.

* * *

બધું શાંત છે, પણ એક બૂમ સમજાતી નથી. "એ શું છે, આલ્બર્ટ?" હું પૂછું છું.

ચીસો આવે છે, એ ચીસ માણસની ન હોઈ શકે. માણસની ચીસ આટલી ભયંકર નથી હોતી.

કેટ જવાબ આપે છે, "ઘવાયેલ ઘોડાઓની ચીસો."

અસહ્ય! આખી દુનિયા જાણે આર્તનાદ કરે છે, મહાન સર્જન બલિ બની જાય છે, વેદનાથી એ જ્ઞાનશૂન્ય બની જાય છે, ભયગ્રસ્ત અને નિશ્વાસપૂર્ણ!

અમે મૂંઝાઈએ છીએ. ડેટરીંગ ઊભો થઈ જાય છે. "ઈશ્વર! ઈશ્વરને ખાતર! ભલા થઈને એમનો અંત આણો."

ડેટરીંગ ખેડૂતનો દીકરો છે. એને ઘોડાઓ બહુ પ્રિય છે. અચાનક, જાણે ઇરાદાપૂર્વક થયું હોય તેમ, બંદૂકોના અવાજ બંધ પડી જાય છે. ઘાયલ ઘોડાઓની ચીસો વધુ ઉગ્ર લાગે છે. કઈ દિશામાંથી એ આવે છે તેની ખબર પડતી નથી. ભૂતના પડ-

છાયાની પેઠે આકાશમાં એ પથરાયેલી જ લાગે છે. ડેટરીંગ પગ પછાડીને બરાડી ઊઠે છે, "એમને વીંધી નાખો, વીંધી નાખો, એમની ચીસોને ચૂપ કરો. ઓહ, કેવા છો તમે? હજી તમે વીંધી નાખ્યા નથી?"

કેટ ધીમેથી કહે, "પહેલાં માણસોને સંભાળવા જોઈએ ને!"

અમે ઊભા થઈને એ ક્યાં છે તે જોવાની કોશિશ કરીએ છીએ. એ જો દેખાતા હોત તો તો એ એટલું અસહ્ય ન લાગત. મુલર પાસે દૂરબીન છે. અમે એની મદદથી કાળા આકારો જોઈએ છીએ. એ આકાર વચ્ચે ડોળી દેખાય છે. માણસો ઘાયલોને લઈ જાય છે. બીજી બાજુ બીજી પોટલાં જેવી વધુ મોટી આકૃતિઓ જમીન ઉપર પડખાં ફેરવતી જોઈએ છીએ. એ જ ઘોડાઓ. કેટલાક ઊભા થઈને દોડવા જાય છે, થોડું દોડે છે પણ પછી પછડાઈ પડે છે. કેટલાક અર્ધા ઊભા થઈને ઘસડાય છે.

ડેટરીંગ પોતાની બંદૂકથી નેમ લે છે. કેટ ઊંચે આકાશ તરફ ફેરવી નાખે છે. "પાગલ થયો છે?"

ડેટરીંગ ધ્રૂજવા લાગે છે. બંદૂકને એ જમીન પર નાખી દે છે.

અમે નીચે બેસી જઈએ છીએ. અમારા કાન ઊંચા જ રહે છે. એ ચીસો હજી અમારાં અંગોને થથરાવે છે.

બીજું બધું સાંભળી શકીએ પણ આ—અમને થાય છે કે અમે ભાગી જઈએ, આ ચીસો ન આવે તેવે ઠેકાણે ભાગી જઈએ. આ માણસો નથી, ઘોડાઓ જ છે, છતાં યે!

ડોળીઓનું કામ પૂરું થયું હોય તેમ લાગે છે, કારણ કે હવે બંદૂકના અવાજો શરૂ થયા છે. જખમોથી પીડાતા ઘોડાઓનો અંત લાવવામાં આવે છે. ગોળી વાગતાં ઘોડાઓ ઊંચા ઊછળે છે, નીચે પટકાય છે; એક વાર ભયંકર ચીસ સંભળાય છે અને પછી શાંતિ! પણ હજી યે કામ પૂરું થયું નથી. જખમ ઉપર વધુ જખમ

આવતાં એ મૂર્ખ પ્રાણીઓ આવેશમાં ઊભા થઈ જઈ મોં ફાટી જાય તેટલું ખુલ્લું કરીને ચીસો નાખતાં ભાગવા લાગે છે, એમને નિશાનમાં લઈ શકાતાં નથી. એમની દોડમાં એક માણસ એકની હડફેટે આવી જાય છે.

તો ય એક રહી ગયો. આગલા પગ પર ઊભો થઈને વેદનાથી એ ચક્કર ચક્કર ફરવા લાગે છે. એની પૂંઠ તૂટી ગયેલી છે. એક વધુ ગોળીએ એ વીંધાય છે. ધીરેથી, શાંતિથી એ જમીન પર ઢળી પડે છે.

શ્વાસ નીચે મૂકી અમે કાનમાંથી આંગળીઓ બહાર કાઢીએ છીએ. એક ઘેરો નિશ્વાસ હવાને ભરી દેતો હતો, તે સિવાય બધું શાંત હતું.

વળી ફરીથી રૉકેટો અને તોપનું પ્રલયગીત શરૂ થાય છે અને પણ તારાઓ,–કેટલો વિચિત્ર સંયોગ!

ડેટરીંગ એની ઉપર રોષનાં વાક્યો બોલતો થોડું આગળ જવા ચાલવા લાગે છે, "જોવું જોઈએ કે એણે કેટલી ખરાબી કરી છે." એ જાય છે, થોડી જ વારમાં પાછો આવે છે. ઉશ્કેરાટથી એ બોલે છે, એ બોલતી વખતે એનો સ્વર આદેશસ્વર જેવો લાગે છે. "લડાઈમાં ઘોડાઓને વાપરવા એના જેવું જંગલી કામ બીજું એક પણ નથી."

* * *

અમે પાછા ફરીએ છીએ. લૉરીઓને આવવાનો સમય થયો છે. આકાશ વધુ તેજસ્વી બન્યું છે. સવારના ત્રણનો સુમાર છે. હવામાં તાજગી અને ઠંડી છે.

એક કતારમાં ખાઈઓ અને તોપથી બચવાનાં આશ્રયસ્થાનોમાંથી પસાર થઈ અમે ફરીથી ધુમ્મસના પ્રદેશમાં આવીએ છીએ. કેટને બેચેની જેવું લાગે છે.

"શું થાય છે કેટ ?" ક્રોપ પૂછે છે.

"ઘેર પાછા ફરવાની ઇચ્છા થાય છે." ઘર એટલે સૈનિક-છાપરી.

અમે એક કબ્રસ્તાન આગળ આવીએ છીએ. અચાનક અમારી સામે એક જંગલ સળગી ઊઠે છે. એ ચાર ઝાડવાં મૂળ-માંથી ઊખડીને નીચે પટકાય છે. અમે દોડીને માટીના ઢગલાઓ નીચે સૂઈ જઈએ છીએ. ફરીને એ ભયંકર અવાજો ! ધરતીની એ કરુણ ચીસો ! દોડતાં મારા હાથને થોડો ચચરાટ થાય છે. હું ત્યાં હાથ લગાડું છું. હાથ ભીનો લાગે છે. કોઈક મને હલબલાવે છે. અમે કબ્રસ્તાનમાં હતા. કોઈ મુડદું બેઠું થઈને મને સ્પર્શે છે, શું ?

"બુરખો-મોં ઢાંકી દે. ગે-ગે-ગાસ-—" કેટનો અવાજ મેં પારખ્યો. એની ચેતવણી હું સમજ્યો. ગેસ આવે છે, મોં પર બુરખો નાખી દેવાનો હતો.

મારાથી થોડે દૂર કોઈક બીજો પડેલો છે. નવો ભરતી થયેલો હોવો જોઈએ. હું એની તરફ ઘસડાઉં છું. એ જોઈ શકતો નથી, એ ડચકાં ખાય છે. હું કેટ તરફ પ્રયત્ન કરીને જોઉં છું. એના મોં પર બુરખો છે. હું પણ મારા મોં પર બુરખો ખેંચી લઉં છું. મારો શિરટોપ મારા કપાળ પર ખસી આવે છે. હું પેલા નવા જુવાનના બુરખાને ખેંચીને એના ચહેરા પર લાવું છું; પછી એનો વિચાર છોડી દઈ હું ઝટપટ ખાડામાં ઘૂસી જાઉં છું.

મોટા ધડાકાઓ સાથે ગેસગોળાના ઠબ એવા અવાજો ભળી જાય છે. 'ગેસ – ગેસ – ગે – સ' એમ બોલતો ચેતવણી આપતો ઘંટ એ અવાજો વચ્ચે સંભળાય છે.

કોઈક થોડાક જણ મારા ખાડામાં સરકી આવે છે. મારા બુરખાના આંખ આગળના કાચ ઉપર શ્વાસની હવાની ભીનાશથી ઝાંખ વળી ગઈ હતી તે હું સાફ કરું છું. કેટ, ક્રોપ અને કોઈક

બીજો એમ ત્રણ જણ છે. અમે ચારે જણા અદ્ધર શ્વાસે જેમ બને તેમ ઓછી હવા ફેફસાંમાં ખેંચવાનો પ્રયત્ન કરતા પડયા રહીએ છીએ.

બુરખા વાપરવાની આ પહેલાં ક્ષણો જીવન અને મૃત્યુને નક્કી કરનારી હોય છે. હોસ્પિટલમાંનું પેલું ભયંકર ચિત્ર મારી નજર સામે આવે છે. શ્વાસમાં ગેસ લીધેલ દરદીઓ દિવસભરના મૂંઝારા પછી બળી ગયેલાં ફેફસાંમાંથી લોહીના ગડફા કાઢી રહ્યા છે.

સંભાળપૂર્વક હું મોં આગળ લગાડેલ નળીમાંથી શ્વાસ લઉં છું. તો યે ગેસ હવા ઉપર પેટે ચાલીને ખાડા કે તિરાડમાં પેસી જાય છે અને વાદળના ગાભાની પેઠે અમારી આસપાસ ફેલાઈ રહે છે. હું કેટને કોણી મારીને ઇશારો કરું છું. " અહીં ખાડામાં જ્યારે આટલો બધો ગેસ ભરાઈ રહે છે ત્યારે ઉપર જવું શું ખોટું ? " પણ અમારે એમ કરવાનો પ્રસંગ જ નથી આવતો. ધરતીએ ફરીથી પોતાનું મહાનૃત્ય શરૂ કરી દીધું છે. બીજો બોંબમારો શરૂ થઈ જાય છે.

એક કડાકા સાથે કશુંક કાળું અમારી ઉપર પટકાય છે. એક કૉફીન હતું. પેલા ચોથા જણને એ વાગે છે. એ પોતાનો ગેસ-બુરખો ઊંચકવા જાય છે, કેટ એનો હાથ પકડે છે. પેલો જોર કરીને બુરખાને ચીરી નાખવા પ્રયત્ન કરે છે. કેટ એનો હાથ મરડીને એની પીઠ પાછળ હાથને લાવી દે છે. એ બીજો હાથ વાપરવાનો પ્રયત્ન કરે તો કેટ પ્રથમ હાથને વધુ મરડે એટલે પેલો કંઈ કરી શકતો નથી. " થોડું વાગશે તેથી શું ખરાબ થઈ જશે ? બુરખો ઊંચકતાં તો યમદ્વારે પહોંચી જઈશ. " કેટ બબડે છે.

કૉફીનનું ઢાંકણું ઢીલું હતું, જરાક ખેંચતાં તે એકદમ ખૂલી જાય છે. અંદરથી શબને અમે બહાર દોડવી દઈએ છીએ. શબ અમારા ખાડાને તળિયે સરી જાય છે. કૉફીન-પેટી હળવી બનતાં

તે અમે બાજુ પર લઈએ છીએ. પેલાનો હાથ ઠીકઠીક મરડાયો હતો. કોરીનનું એક પાટીયું ચીરી કાઢી કેટ પેલાના હાથ પર બાંધી દે છે.

ગેસ-બુરખામાં મારા માથામાં કડાકા થવા લાગે છે. મારાં ફેફસાં તંગ થયાં લાગે છે, જે હવા કાઢું છું તેની તેજ ગરમ હવા ફરીથી તેને લેવાની હોય છે. લમણાંની નસો ફૂલી આવે છે. મને મૂંઝારા જેવું લાગે છે.

એક ભૂરો પ્રકાશ અમારી પાસે ચળાઈને આવે છે. હું ખાડાની બહાર નીકળી આવું છું. આકાશની મલિન રંગની ઉષાના તેજમાં એક પગને છુટ્ટો રઝળતો જોઉં છું. પગમાં જે બૂટ હતો તે આખો જ હતો, જોતાં વેંત જ એને હું લઈ લઉં છું. કોઈક માણસ મને દેખાય છે. મારી આંખે ઝાંય વળી આવે છે, આંખનો કાચ હું સાફ કરું છું. મારા જોવામાં આવે છે કે એ માણસે બુરખો પહેર્યો નથી.

થોડી ક્ષણો હું એને જોઈ રહું છું. એને કંઈ થયું હોય એમ લાગતું નથી. એ આમતેમ નજર નાખીને થોડાં પગલાં ચાલે છે. હું પણ મારા બુરખાને કાઢી નાખું છું અને નીચે પડું છું. ટાઢું પાણી રેડાતું હોય તેમ હવા મારાં ફેફસાંમાં જાય છે, મારી ઉપરથી મોજું ચાલ્યું જાય છે અને મને આવરી દે છે.

• • •

**મારો** બંધ થયો છે, હું ખાડાઓ આગળ જઈને બીજાઓને બોલાવું છું. સૌ બુરખાઓને દૂર કરે છે. હાથ મરડાયેલ માણસને અમે ઊંચકીએ છીએ. એક જણો એના હાથને ઊંચો રાખે છે.

કબ્રસ્તાન એક વિસ્તીર્ણ ખંડેર છે. કોરીન-પેટીઓ અને શબો આમતેમ રખડતાં પડ્યાં છે. એક વખત એમનામાંથી પ્રાણ

આવ્યા ગયા પછી પણ આગથી જમીન ઊંડે તે સાથે ઊછળી આવી અમારા ખાડાઓને ઢાંકી દઈ તેમણે અમને ખાડાઓમાં સુરક્ષિત રાખ્યા.

વાડ નાશ પામી છે. રેલવેઓના પાટા ઊખડી જઈને કોઈક સ્થળે કમાનના આકારમાં ઊભા થઈ ગયા છે. અમારી આગળ એક જણ પડ્યો છે. એક નવ-ભરતી હતો.

ક્રોપ એની પાસે જાય છે. એની કમર ક્ષોદોથી ખરડાઈ ગયેલ છે. એના ચહેરો નંખાઈ ગયા જેવો લાગે છે. હું મારી પાણીની કોથળી કે જેમાં ચા અને 'રમ' (દારૂ) રહેતાં તે તરફ હાથ લંબાવું છું. કેટ મને તેમ કરતો અટકાવે છે અને પેલા ઉપર લળે છે.

"ક્યાં વાગ્યું છે, દોસ્ત ?"

જવાબ દેવા જેટલી પણ એનામાં શક્તિ નહોતી. એ મૂંગો રહે છે. અમે એનો પાયજામો ખોલી નાખીએ છીએ. "ઓહ, ધીરેથી." એ ઝીણી ચીસ નાખે છે.

જો એને પેટમાં વાગ્યું હોય તો એને કંઈ પીવા ન આપવું જોઈએ. એટલું સારું છે કે એને ઊલટી નથી થતી. એની કમર છેક નીચે સુધી અમે ખુલ્લી કરીએ છીએ. એનું સાંધાનું હાડકું ભાંગી ગયું છે. હવે એનાથી ચલાવું અશક્ય.

આંગળાંઓને ભીનાં કરી અમે એના લમણાં ઉપર પાણી થબથબાવીએ છીએ, અને મોઢામાં દારૂનાં ટીપાં પાડીએ છીએ. એની આંખોમાં તેજ આવે છે. અમારા જોવામાં આવ્યું કે એનો જમણો હાથ પણ લોહી નીતરતો હતો. કેટ બે મોટા પાટા પાથરી એમાં હાથને વીંટી દે છે. પણ એની ઉપર ત્રીજો પોચો પાટો બાંધવાની જરૂર છે. અમારી પાસે હવે નાનો લીરો પણ નથી રહ્યો. એના પાયજામાને નીચો ઉતારી અંદરની ચડ્ડી કાઢી લઈ તે ફાડીને તેનો પાટો બાંધવાનો મને વિચાર આવ્યો. પણ એણે ચડ્ડી જ

ગંધાતી પટ્ટી. એ તો પેલો કુમાર—જેને મેં ચીરી કાઢી નાખવાનું કહેલું !

દરમિયાન કેટ એક મરી ગયેલા સિપાઈના ખિસ્સામાંથી કપડું ખોળી લાવે છે અને અમે પાટા બાંધી દઈએ છીએ.

“ તારે માટે ડોળી લાવીએ છીએ.” અમારી તરફ તાકીને જોઈ રહેલા એ કુમારને હું કહું છું.

“ નહિ જતા –” એ મોઢું પહોળું કરીને આછા સ્વરે કહે છે.

“ પણ અમે હમણાં જ પાછા આવશું. તને લઈ જવાને ડોળી જોઈએ ને !” કેટ કહે છે.

પણ એ ક્ષીણ અવાજ એટલું જ બોલ્યા કરે છે. “ નહિ જતા, નહિ જતા –”

“ આને આમ ક્યાં સુધી રિબાવા દેવો ?” કેટ હળવેથી કહે છે.

એને ઉપાડવા જતાં એ બચે કે કેમ એ શંકા હતી. જીવે તો ય બહુ થોડા દિવસ જીવે. અત્યાર સુધી એણે જે યાતના સહન કરી છે તે હવે મૃત્યુ આવતાં સુધી જે યાતના આવશે તેની પાસે વિસાતમાં નથી. અત્યારે એનાં અંગો બહેરાં થઈ ગયાં છે. કલાક પછી એ બધાં અસહ્ય વેદનામાં ચીસો નાખવાનાં. જીવતરની એક એક ઘડી અસહ્ય રિબામણીની જ બનવાની. તો, અત્યારે જ એ બધી વેદનાનો અંત આવી જાય તેમાં કોને નુકસાન છે ?

હું માથું હલાવીને સંમતિ આપું છું. “ એનો અત્યારે જ અંત લાવી દેવો જોઈએ.”

એ એક ક્ષણ શાંત રહે છે. મનમાં નક્કી કરી લે છે. પણ અમે એકલા નથી રહ્યા. ખાઈઓમાંથી બીજા કેટલાક જણ આવી

ગયા છે, એટલે ડાળી આવી જાય છે.

કેટ હોદ દાખે છે, "આવા નિર્દોષ—નાનાં ગલૂડિયાં જેવા—"

* * *

અમારી ધારણા કરતાં અમને ઓછું નુકસાન થયું છે—પાંચનાં મોત અને આઠ ઘાયલ. બોંબમારો પણ ટૂંકા સમયનો હતો. અમારા બે જણ જમીન ઊખડી પડવાને લીધે કબરની બહાર ગડી પડ્યા છે. એની ઉપર માટી નાખી દેવી બસ છે.

અમે પાછા જઈએ છીએ. એક કતારમાં એક એકની પાછળ અમે શાંતિથી ચાલીએ છીએ. ઘાયલોને પાટાપિંડીને મથકે લઈ જવામાં આવે છે. આકાશ વાદળ—છાયું છે. છાંટા પડવા લાગે છે.

કલાક પછી અમે લોરીઓ આગળ પહોંચીએ છીએ અને અંદર ચડી જઈએ છીએ. પહેલાં કરતાં આ વખતે અમને ઊભા રહેવાને વધુ જગ્યા મળી છે.

વરસાદ જોરથી આવવા લાગે છે. અમે અમારાં વોટર—પ્રૂફ કપડાં માથા ઉપર નાખી દઈએ છીએ. ટપ ટપ પાણી ઉપર પડે છે અને બાજુઓ પર દરેડા થઈને પડે છે. ખાડાઓ ઉપરથી ચાલતી પછડાતી લોરી આગળ વધે છે. અમે અર્ધ ઊંઘમાં આમથી તેમ હડદોલા ખાઈએ છીએ.

લોરીમાં પહેલા ઊભેલા બે જણાના હાથમાં ચીપિયા જેવા બે લાંબા વાંસ છે. રસ્તામાં આવતાં ટેલિફોનનાં દોરડાં એટલાં નીચાં હોય છે કે તેમાં અમારાં માથાં ભરાય. પેલાઓ વાંસથી એ તારને ઊંચા કરી દે છે અને અમારાં માથાં સહીસલામત નીચેથી પસાર થઈ જાય છે. એ લોકો અવારનવાર બોલતા રહે છે, "ધ્યાન રાખજો, તા—" અને અર્ધાં ઊંઘતા અમે ગોઠણ આગળથી નમી જઈએ છીએ, વળી સીધા થઈએ છીએ. કંટાળાભરી એક જ રીતે લોરી આગળ વધે છે. એક જ રીતે ચેતવણી આવે છે,

એક જ રીતે વરસાદ પડે છે. વરસાદ અમારા માથા પરના વોટર-પ્રૂફ કપડા ઉપર પડે છે, ઘાયલ નવ–ભરતી ઉપર પડે છે, મેદાનમાં પડેલાં મુડદાં ઉપર પડે છે, કેમોરિકના શબ ઉપર પડે છે અને અમારાં હૈયાં ઉપર પણ પડે છે.

ક્યાંકથી ધડાકાનો અવાજ આવે છે. અમારાં રુવાંટાં ઊભાં થઈ જાય છે, અમારી આંખો ઝીણી બને છે. અમારા હાથ લૉરીની બાજુ પરથી અમારા શરીરને સરકાવીને રસ્તા પરના ખાડામાં છુપાવી દેવા તૈયાર બની જાય છે.

પણ કંઈ બનતું નથી, કેવળ કંટાળાભર્યો એ જ એક અવાજ–"ધ્યાન રાખજો, તાર–" અને અર્ધાં ઊંઘતા અમે યંત્રવત્ અમારાં ઘૂંટણને વાળી દઈએ છીએ અને પાછાં તરત સીધાં કરી દઈએ છીએ.

*

૫

જ્યારે સેંકડોની સંખ્યામાં ચાંચડ હોય ત્યારે તેમને એક એક કરીને મારવા તે ઘણું કંટાળાભર્યું કામ છે. એ નાનું જંતુ સખત હોય છે અને આંગળી નખ ઉપર ચાલુ કટ અવાજે એને માર્યે રાખતાં થાકી જવાય છે. એટલે જેડને સળગતી મીણબત્તી ઉપર બૂટ–પોલીશની ડબ્બીનું ઢાંકણું ઊભું કરી તેમાં ચાંચડને પધરાવવા માંડયા. હવે આંગળીને બદલે એ ઢાંકણું જ 'કટ' અવાજ બજાવવાનું કામ કરતું. સૈનિક–છાપરીમાંહેની અમારી પથારીઓમાં ચાંચડનું આ લશ્કર હમણાં નિત્યનવીન બહાર પડતું હતું. લડાઈના મેદાનમાં પણ જો લશ્કરો આમ જન્મતાં હોત તો લડાઈ ઊભી કરનારાઓની ખુશીના પાર ન રહેત.

સાંભળ્યું કે હિમેલસ્ટોસ, અમારો ટપાલી નાયક, આવી ગયો છે. જેડન વિચાર કરી રહ્યો છે કે એની જોડે શું વાત કરવી. હેગ પણ એવા ભાવમાં મારી સામે જુએ છે. મુલર અને ક્રોપ અંદર અંદર વાત કરીને મોજ માણે છે. ક્રોપ ક્યાંકથી એક ડબલું ભરીને

ખાવાનું લાવ્યો છે. સુસર મોંમાં પાણી લાવીને એની તરફ જુએ છે અને કહે છે :

"જો એકાએક હમણાં સંધિ થઈ જાય, તો ક્રોપ, તું શું કરે ?"

"એકાએક હમણાં સંધિ શું. એ કદી થવાની નહિ ને !" ક્રોપ કહે છે.

"વારુ, પણ છતાં યે ધાર–" સુસર અડગ્યો રહે છે. "તો શું કરે ?"

"તો પ્રથમ તો આ ખાલી કરી નાખું."

"હાં, અને પછી ?"

"પછી ખૂબ ઊંઘું."

"એમ હસી ન કાઢ; હું ખરેખર પૂછું છું."

"હું પણ ખરેખર કહું છું. માણસે બીજું કંઈ કરવું જોઈએ એમ લાગે છે ?" ક્રોપે કહ્યું.

કેટને એમાં રસ પડયો. એ પણ ક્રોપના ખાવાને માન આપે છે. થોડું મોઢામાં નાખી એ ચવાઈ રહે તેટલી વાર વિચાર કરી લઈને કહે છે, "હું કહું, પ્રથમ તો તું ખૂબ પીએ, અને પછી ઘેર જવાની પહેલી જ ટ્રેન પકડ, ખરું ને ? સુલેહ, દોસ્ત, આલ્બર્ટ !"

એ પોતાની ચામડાની ખિસ્સા–બૂક એક ફોટોગ્રાફ માટે ખંખોળે છે અને પછી એ બહાર કાઢીને બધાને બતાવે છે. "મારી" અને પછી નોટબૂકને ખિસ્સામાં નાખી દઈ ગાળ બોલે છે. "જહન્નમમાં જાય આ ભમરાળી લડાઈ."

"તારે માટે તો બરાબર છે. તારે પત્ની છે, બાળકો છે." હું કહું છું.

"હા, એમનાં પેટમાં અન્નના કોળિયા પડે છે કે નહિ એ મારે જોવાનું કે નહિ ?" એ આંખો ઉદ્વિગ્ન બને છે.

અમે હસીને એની ગંભીરતા ઉડાવી દઈએ છીએ, "તું તો અહીં રહે પણ એમને એ પહોંચાડે તેવો છે."

મુલરને વાતનું ચાનક ચડે છે. હૈય વેસ્થસ ઝોલાં ખાતો હતો તેનો ખભો હલાવે છે. "હૈય, અત્યારે એકાએક સુલેહ જાહેર થઈ જાય તો ?"

હું બોલી ઊઠયો, "તો આમ વાતો કરવા માટે પ્રથમ તો તને એક લાત આપી દઉં. એમ સુલેહ થઈ જતી હતી ?"

"ગાયની સખત ખરી ઉપર કૂણી ચામડી કયાંથી આવી જાય છે ?"

પોતાને એકાએક સરસ જવાબ સૂઝી આવ્યો તેથી આનંદમાં આવી જઈને હૈયને ફરીથી પ્રશ્ન કરે છે :

"હાં, શું કરે તું ?"

"હાં ? લડાઈ પૂરી થાય ?" હૈય ઊંઘમાંથી જાગે છે.

"હા. તો શું કરે ?"

"તો શું ? હવે જુવાન થયો, હવે પહેલું કામ પરણવાનું ન કરવું જોઈએ ? પરણું." હૈય જવાબ આપે છે.

બધા મશ્કરીમાં હસી પડીએ છીએ.

"ખરેખર કહું છું." હૈય બોલે છે. "પરણું, નોકરી કરું, ફક્કડ રીતે રહું. બાર વરસની નોકરી પછી પેન્શન લઉં, કોઈ ગામડામાં જઈને રહું, કંઈ ચિંતા નહિ; સાંજ-સવાર ફરવા જઈએ. હોટેલમાં જઈએ." સાદા શબ્દોમાં ભવ્ય ચિત્ર રજૂ કરી દે છે, પછી ખિજાઈને બોલે છે, "કેવા મૂર્ખ પ્રશ્નો પૂછો છો ?"

"હવે જેડન કહે તે સાંભળીએ." ક્રોપ બોલ્યો, "તું શું કરે જેડન !"

જેડન એક વિચારમાં લીન થઈ ગયો હતો, "હિમેલ્સ્ટોસ પસાર ન થઈ જાય એ જોજો."

"છોડો એને." મુલર બોલ્યો. "ડિટરીંગ, સુલેહ થાય તો તું શું કરે?"

સામાન્ય રીતે ડિટરીંગ બોલતાં વચ્ચે વચ્ચે અટકતો હોય છે. આનો જવાબ એણે એકદમ આપી દીધો. "સીધો ખેતરે જાઉં." જવાબ આપીને એ ઊભો થઈ ગયો અને ટહેલવા લાગ્યો.

એનું મગજ મૂંઝવાઈ ગયું છે. "મારી વહુ એકલી જ ખેતર ઉપર છે." ઊભો રહીને એ બોલે છે. "અમારા બે ઘોડા એ લોકો લઈ ગયા. હજી ખડ લઈ લીધું નહિ હોય." એ હમેશાં નિયમિત છાપું વાંચે છે અને એક ખૂણામાં પડેલા એના ઓલ્ડેનબર્ગમાં વરસાદ પડ્યો કે નહિ તેના સમાચાર શોધે છે.

આ જ વખતે હિમેલ્સ્ટોસ દેખાય છે. એ સીધો અમારી મંડળી આગળ આવે છે. જેડનનું મોં લાલ થઈ જાય છે. ઘાસ ઉપર લાંબો થઈને એ સૂઈ જાય છે અને ઉશ્કેરાટમાં આંખો મીંચી જાય છે.

હિમેલ્સ્ટોસ થોડીવાર વિચારમાં ઊભો રહે છે. એનાં પગલાં ધીમાં પડે છે પણ પછી એકદમ નજીક આવે છે. કોઈ ઊભા થવાની ચેષ્ટા કરતું નથી. ક્રોપ એની સામે મજેથી જોઈ રહ્યો છે.

એ અમારી સામે ઊભો જ રહે છે અને કોઈ કંઈ બોલે અથવા કરે તેની રાહ જુએ છે, પણ કશું જ થતું નથી એટલે પોતે જ શરૂ કરે છે, "કેમ—?"

બેએક ક્ષણ નીકળી જાય છે. હિમેલ્સ્ટોસને સમજાતું નથી કે શું કરવું. એના મનમાં તો ખૂબ ચટપટી થતી હશે, પણ એને બરાબર ખ્યાલ હશે કે ફ્રંટ લાઈન એ કવાયતનું મેદાન નથી, એટલે આખરે એક જણા ઉપર ખીજ ઉતારવાનું કરે છે. ક્રોપ સૌથી નજીક હતો એટલે એ જ ઝપાટામાં આવી જાય છે.

"કેમ! તું પણ અહીં છે!"

પણ ક્રોપને કંઈ એના તરફ પ્રેમ નહોતો, " જી, આપના કરતાં જરા વહેલો આવી ગયો. " એણે જવાબ આપ્યો.

" મને ઓળખતો હોય એમ લાગતું નથી. "

" જી, અમે બધા જ આપને જાણીએ છીએ. " જેડન વચ્ચે જ કૂદી પડ્યો.

" જેડન કે ? "

જેડન માથું ઊંચું કરે છે. " અને આપ પોતે આપને ઓળખો છો ? "

હિમેલ્સ્ટોસ આ પ્રશ્નથી છંછેડાયો, " આપણી આટલી ભાઈબંધી ક્યારથી થઈ ગઈ ? આપણે ગટરમાં સાથે સૂતા હોઈએ તેવું મને તો યાદ નથી. "

' ગટર ' શબ્દથી જેડનને ખાઈ ગઈ. એણે સીધું જ સંભળાવ્યું, " જી, ગટરમાં તો આપ એકલા જ હતા. "

આ સાંભળતાં હિમેલ્સ્ટોસનો પારો એકદમ ચડી ગયો. " કુત્તા-સૂવર ! તારી સામે તારો અધિકારી ઊભો છે, ઊભો થા, કદમ મિલાઓ ! "

" અધિકારી ! ચલ, ચલ, હા-હા-હા. " જેડન હસે છે.

હિમેલ્સ્ટોસ એટલે સૈન્યના કાયદાઓની અંગારા જેવી જીવતી ચોપડી. " જેડન ! હું હુકમ કરું છું, તારા ઉપરી તરીકે કહું છું - ઊભો થા ! "

" બીજું કંઈ ? " જેડન હજી પણ હસે છે.

" મારો હુકમ છે; માનવો છે કે નહિ ? "

જેડન એને ગણકાર્યા વિના હસે જ છે, અને એની તરફ પીઠ ફેરવે છે.

" લશ્કરી-કાયદો તારા પર અજમાવવો પડશે. " હિમેલ્સ્ટોસ ઊકળીને બોલે છે, અને ચાલવા માંડે છે.

અમે એને ઑર્ડરલી-રૂમમાં જતો જોઈએ છીએ. હેય અને જેડન જોરથી હસે છે. હસી હસીને બેવડા વળી જાય છે. હસતાં હસતાં જેડનનું જડબું ખડી જાય છે અને એનું મોં ફાટી રહે છે. આલ્બર્ટ એને એક મુક્કી મારી પાછું હતું તેવું કરી દે છે.

કેટને ગભરામણ થાય છે, "હિમેલ્સ્ટોસ ફરિયાદ કરશે તો ભારે થશે."

"ફરિયાદ કરશે?" જેડન પૂછે છે.

"લાગે છે કે કરશે જ." હું કહું છું.

"તને ઓછામાં ઓછી પાંચ દિવસની બંધ-ખોલીની તો સજા મળશે જ." કેટ કહે છે.

પણ જેડનને મન એ કંઈ નથી. "એનો અર્થ એ કે પાંચ દિવસનો આરામ."

"પણ ધાર કે કિલ્લામાં મોકલવાની સજા થાય તો?" મુલર આગળ વિચારે છે.

"તો મારે મન એટલો સમય લડાઈ બંધ રહી એમ ગણાશે."

જેડન હળવા મનનો છે. એને ચિંતાનો સ્પર્શ જ નથી થતો. હેય અને લિયર સાથે એ દૂર ચાલ્યો જાય છે, જેથી આવેશનો પહેલી આકરી ક્ષણોનો ભોગ થતાં બચે.

* * *

**અ**મારી પાસે અત્યારે બીજી કોઈ વાત કરવાની નથી એટલે મુલર એનો જૂનો પ્રશ્ન સતેજ કરે છે: "હાં, ક્રોપ, ખરેખર તું ઘેર જવા પામે તો તું શું કરે?"

ક્રોપ જરા ગંભીર થઈ જાય છે. એ કહે છે, "આપણે વર્ગમાં કેટલા જણ હતા?"

અમે ગણતરી કરીએ છીએ. વીસમાંથી સાત મરી ગયા, ચાર ઘાયલ થયા, એક પાગલખાનામાં ગયો—બાર થયા.

"એમાંના ત્રણ લેફ્ટનન્ટ થયા છે." મુલર કહે છે. "હવે શું એ લોકો કેન્ટોરેકને હવે પોતાની ઉપર ગણશે?"

કેન્ટોરેક યાદ આવતાં કેટલું યાદ આવે છે?

"'વિલિયમ ટેલ'માં કઈ ત્રણ બાબતો ગૂંથવામાં આવી છે?"

"મૂંડિયા ચાર્લ્સને કેટલી રાણીઓ હતી અને બધાં મળી કેટલાં છોકરાં હતાં?"

"ઝામાનું યુદ્ધ ક્યારે લડાયું હતું?"

"તું તો કદી ભણવાનો નહિ, બેસી જા, ત્રણ દોકડા ઓછા."

"લીકરગસ કયાં ત્રણ ખાતાંને રાજ્યમાં મહત્ત્વનાં ગણતો?"

"સમજાવો—'દુનિયાની કોઈ પ્રજા કરતાં આપણે જર્મનો ઈશ્વરથી વધુ ડરનારા છીએ.'"

"મેલ્બોર્નની વસ્તી કેટલી?"

"આટલી યે ખબર નથી અને જીવનને ઊંચું બનાવવાની હોંશ રાખે છે!"

આ પ્રશ્નો યાદ કરીને અમે હસવા માંડીએ છીએ. અનેકવાર ગોખ્યા છતાં અમે વારેવારે એ ભૂલી જતા; જ્યારે વરસતા વરસાદમાં અને ફુંકાતા પવનમાં બીડી કેમ સળગાવવી, ભીનાં અને લીલાં લાકડાંમાં દેવતા કેમ પ્રગટાવવો, પાંસળીઓમાં ખંજર ભોંકવા કરતાં પેટમાં ભોંકવી કે જેથી તે સહેલાઈથી બહાર નીકળી શકે—એવું કશું શીખવ્યું ન હોવા છતાં અમે સારી રીતે જાણી ગયા હતા.

"લડાઈમાંથી છૂટા થઈને ફરીને એ જ મૂર્ખાઈભર્યા પ્રશ્નોના ઉત્તરો શીખવા ને?" હું કહું છું.

ક્રોપ મારા કથનને ટેકો આપે છે, "અહીં આવીને આપણે આટલો અનુભવ લઈ ગયા પછી આપણને એવું શિખાડનારની અક્કલનું પૂરું માપ નીકળી આવે છે."

"પણ એ જ લોકો પ્રમાણપત્ર આપે ત્યારે આપણે નોકરીના હક્કદાર કહેવાઈએ." હું કહું છું.

આલ્બર્ટ ચપ્પુથી આંગળીના નખ ઉતારી રહ્યો છે. એ કામમાં એની સફાઈ જોઈને અમે આશ્ચર્ય પામીએ છીએ. એ ચપ્પુને બાજુ પર મૂકી દઈને કહે છે, "કેટ, ડિટરીંગ અને હૈયને તો અહીં આવ્યા પહેલાં એમનું પોતાનું કામ હતું એટલે એ લોકો પાછા એ કામ પર ચડી જશે. હિમેલ્સ્ટોસ પણ. પણ આપણને કંઈ ધંધો હતો જ નહિ—"

"આપણે ફરીથી નિશાળમાં નહિ જવાના. પણ કોણ જવાનું? આ લડાઈ આપણને એક તકલીફમાંથી બચાવી લેશે. આટલા વખતમાં, આપણા વીસમાંના સાત જેમ ચાલ્યા ગયા તેમ આપણે પણ ચાલ્યા જઈશું." ક્રોપ કહે છે.

હું ભાવમાં આવી જઈને કહું છું, "જ્યારે 'સુલેહ' શબ્દ હું સાંભળું છું ત્યારે મને કંઈ કંઈ થઈ જાય છે. ભણવું, કમાવું, ઉદ્યોગ, પગાર એ શબ્દો મને બેચેન બનાવી મૂકે છે, એના પ્રત્યે બહુ અણગમો ઊપજે છે. આ લડાઈમાં આવ્યા તેનો કંઈ ઉપયોગ થવો જોઈએ. પણ કેવી રીતે તે સમજાતું નથી."

"ગોળીઓ અને બોંબો વચ્ચે બે વરસ નીકળી ગયાં. બેર કોઈને અહીંને વિષે જરા પણ ખ્યાલ હશે?" ક્રોપ શાંત શબ્દોમાં બોલે છે. અમે બધા, એકપણ અપવાદ વિના, આમ જ વિચાર કરીએ છીએ, 'લડાઈમાં લડશું, પણ પછી જે રીતે અમે ઘડાઈ ગયા હશું તેને બંધ બેસે એવું બીજું જીવન અમને મળશે? અમને આ લડાઈનો ઉપયોગ શું? અહીં મરી ગયા પછી પણ અમારા મોતની સાર્થકતા શી? આ પેઢીની આ જ દુનિયા?'

"યુદ્ધે આપણું સર્વસ્વ નષ્ટભ્રષ્ટ કરી નાખ્યું." ક્રોપ આગળ બોલે છે.

ખરેખર એમ જ છે. અમારી જુવાની નષ્ટ થઈ ગઈ છે. અમે દુનિયામાં કંઈ ઊથલપાથલ મચાવી દેવા ઈચ્છતા નથી. અમે બધાથી દૂર ભાગીએ છીએ. અમે અમારાથી પણ ભાગીએ છીએ. અઢાર અઢાર વર્ષના અમે. જીવન પ્રત્યે હજી તો પ્રેમ જાગવા જ લાગ્યો હતો, અને ત્યાં જ અમારે એનો ભાંગીને ભુક્કો કરી નાખવાનો! પહેલો બૉંબ, પહેલો ધડાકો અમારા અંતરમાં ફૂટ્યો, અને અમે પ્રવૃત્તિથી, પ્રયત્નથી અને પ્રગતિથી કપાઈ ગયા. એવા કશામાં અમને હવે શ્રદ્ધા પણ નથી. અમારી શ્રદ્ધા છે કેવળ યુદ્ધમાં.

* * *

ઑર્ડરલી–રૂમમાં હિલચાલ થતી દેખાય છે. હિમેલ્સ્ટોસને પ્રતાપે એનામાં પ્રાણ આવ્યો છે. એક ટુકડીને મોખરે રહી સાર્જન્ટ–મેજર આવે છે. એ એક વિચિત્રતા છે કે દરેકે દરેક સાર્જન્ટ–મેજર જાડા જ હોય છે. હિમેલ્સ્ટોસ વેરની તરસથી તલપતો એની પાછળ ચાલે છે. એના બૂટ ચકચકે છે.

અમે ઊભા થઈ જઈએ છીએ.

“ક્યાં છે જેડન?” સાર્જન્ટ હાંકે છે.

“અમે શું જાણીએ?” હિમેલ્સ્ટોસ ગુસ્સાથી અમારી સામું તાકી રહે છે. “તમે જાણો છો. પણ તમે કહેશો નહિ એ હું જાણું છું. જાઓ, શોધી લાવો એને.”

એની અને સાર્જન્ટની આંખો ચકળવકળ ફરતી જેડનને શોધવા પ્રયત્ન કરે છે. સાર્જન્ટ બીજો ઉપાય લે છે.

“દસ મિનિટમાં જેડને ઑર્ડરલી-રૂમમાં હાજર થઈ જવાનું.”

પછી એ ચાલ્યો જાય છે, અને એની પાછળ હિમેલ્સ્ટોસ જાય છે.

“હવે તાર નાખવા જવાનું થશે ત્યારે હિમેલ્સ્ટોસને બરાબર લાગમાં લેવો જોઈશે.” ક્રોપ ઇશારો કરે છે.

ટપાલીમાંથી લેફ્ટનેન્ટ થયો તેમાં આટલો રોફ ભોગવનો થયો, એવા માણસને અમે સહન કેમ કરી શકીએ ? એની આ ભુલાવી દેવાની અમારી તીવ્ર ઇચ્છા છે.

અમે પાછા પાનાં રમવા મંડી જઈએ છીએ. એ સિવાય કરવું પણ શું ?

અર્ધો કલાક પછી હિમેલ્સ્ટોસ પાછો આવે છે. જેડન વિષે પૂછે છે, અમે એની સામું પણ જોતા નથી.

"કેમ, તમે લોકો જેડનને શોધવા ન ગયા કે ?" એ બોલે છે.

"તમે આ તરફ ક્યારે ય ફરવા નથી નીકળ્યા ?" ક્રોપ ઘાસ ઉપર આડો પડ્યો પડ્યો પૂછે છે.

"એ તારે જોવાનું નથી. હું પૂછું છું તેનો જવાબ મારે જોઈએ છે." હિમેલ્સ્ટોસ બોલે છે.

"એનો જવાબ એ છે કે આપ જાતે જઈને શોધી લાવો. જુઓ, પણે સફેદ વાદળીઓ દેખાય. કાલે અમે ત્યાં જઈ આવ્યા છીએ. ત્યાં પાંચનાં મુડદાં પડયાં અને આઠ ઘાયલને અમે સાથે લાવ્યા. પણ તેમાં ગભરાવા જેવું નથી. બીજી વખત જવાનું થાય ત્યારે તમે અમારી સાથે આવજો. અને કોઈ મરે તે પહેલાં તમારી પાસે આવે એટલે 'કદમ મિલાઓ' કરાવી લેજો."

એ બોલતો હતો પણ એનું બોલવું પૂરું થાય તે પહેલાં તો પૂછડિયા તારાની પેઠે હિમેલ્સ્ટોસ અમારી પાસેથી અદૃશ્ય થઈ ગયો હતો.

પણ સાંજે જેડન ઓર્ડરલી–રૂમમાં પહોંચી ગયો હતો. હું એના સાક્ષી તરીકે હતો. મેં એણે કયા સંજોગોમાં હુકમની અવજ્ઞા કરી તેનું બયાન કર્યું. હિમેલ્સ્ટોસ કેવા હુકમો કરતો તે

પણ મેં કહી દીધું. કેટલાક સૈનિકો એથી રાત્રે પથારી ભીની કરી મૂકે છે એ વાતની ઘણી અસર પડી.

"એ વાત બરાબર છે?" હિમેલસ્ટોસને સાર્જન્ટ-મેજર પૂછે છે. હિમેલસ્ટોસ જવાબ ખાઈ જવાનો પ્રયત્ન કરે છે પણ આખરે એને એનો જવાબ આપવો જ પડે છે.

"તો આની ફરિયાદ પહેલાં કેમ ન કરી?" સાર્જન્ટે અમને કહ્યું.

અમે ચુપ રહીએ છીએ. પણ અમારા મોંના ભાવ કહી આપે છે કે એવી વાત ઉચ્ચારતા સંકોચ જ થાય. લશ્કરમાં ફરિયાદ કંઈ કામ પણ નથી આવતી. એ સમજી ગયા, હિમેલસ્ટોસને એક ભાષણ સંભળાવી દીધું કે ફ્રંટ એ કવાયતનું મેદાન નથી. પછી જેડનનો વારો આવે છે. એને ભાષણ સાંભળવાની શિક્ષા ઉપરાંત ત્રણ દિવસ માટે ખુલ્લી કેદ મળે છે. ક્રોપને એક દિવસની ખુલ્લી કેદ મળે છે. "છૂટકો નથી, મજા ભોગવવી જ જોઈએ." સાર્જન્ટ દુઃખપૂર્ણ સ્વરે બોલે છે. બિચારો ભોળો માણસ! એને શી ખબર કે ખુલ્લી કેદ એ તો લશ્કરમાં મોજ ગણાય છે! ખુલ્લી કેદની સજાવાળાને ખુલ્લામાં એક ઝાડ સાથે બાંધી રાખવામાં આવતા, પણ હવે તો એમ પણ નથી કરતા—હવે તો એણે અમુક હદની બહાર નહિ નીકળવાનું એટલું જ. બહાર નીકળી શકે નહિ, પણ એના મિત્રો તો એની પાસે જઈ જ શકે ને! જેડન અને ક્રોપ પાસે અમે બેસતા. કોટડીમાં તો અમારે પુરાવાનું હોય છે, આ દીવાલ વિનાની કોટડી હતી એટલું જ. પણ એવી કોટડી કોણ પસંદ નથી કરતું?

રાત્રે અમે—કેટ અને હું—નજીકના ગામડામાંના એક વાડામાંથી બે બતકાં ચોરી લાવીએ છીએ અને આખી રાત એને ભૂંજવામાં ગાળીએ છીએ. શાંત અંધકારમાં ધીમે સ્વરે વાતો કરીએ છીએ.

બે પ્રેમીઓ પણ એવી નિકટતા ન અનુભવી શકે એવો સંયોગ, અમને થાય છે, આકાશમાં અમારા વીસ વર્ષના આયુની પ્રતિભા છંટાઈ રહી છે. બીજા મિત્રોને પણ અમે અમારું ભોજન ચખાડીએ છીએ. અમે બે આ વખતે કેવા લાગીએ છીએ !

"આ પ્રસંગ તો સદા ય આપણા સ્મરણમાં રહેશે !" કેટ બોલે છે.

ઊંચું આસમાન તારાઓથી અને ખીલતા જતા પ્રભાતથી આનંદમગ્ન દેખાય છે. હું—એક સૈનિક, મોટા મોટા બૂટ અને ચિકાર પેટ, પણ એક નાનકડો સિપાહી, એની નીચેથી ચાલતો મારી કોટડીએ જઉં છું, અને મારી બાજુમાં જ બાંઠકો અને પહોળા બદનનો મારો સાથી કેટ ચાલે છે.

કોટડીઓની વંડી કાળી, ઘેરી નિદ્રા સદૃશ પ્રભાતે અમારી પાસે દોડી આવે છે.

☆

## ૬

**આક્રમણની** અફવા ઊડી છે. નિયત કરતાં બે દિવસ વહેલા અમે ફ્રંટ ઉપર જઈએ છીએ. રસ્તામાં ગોળાથી નાશ પામેલ એક નિશાળનું મકાન આવે છે. એની લાંબી દીવાલની બાજુએ એક ઊંચી બેવડી હારની, પીળી, પોલીશ કર્યા વિનાની તદ્દન નવી શબ-પેટીઓ છે. એમાંથી હજી ફ્રાક્ષ, પાઈન અને લીલાં લાકડાંની વાસ આવે છે. સો જેટલી પેટીઓ છે.

“ આક્રમણની સારી તૈયારી રાખી છે.” મૂલર વિસ્મય પામીને બોલે છે.

“ એ બધી આપણા માટે છે.” ડિટરીંગ ઘોઘરે અવાજે કહે છે.

“ નકામું નકામું નહિ બોલ.” ક્રેટ રોષ બતાવતો બોલે છે.

“ સૂવા માટે પેટી મળે એ પણ ભાગ્યની વાત ગણાય !” જેડન હસે છે.

બીજાઓ પણ હસે છે, પણ કેટલું વિષાદભર્યું લાગે છે! પણ એ સિવાય માણસ કરે પણ શું?

અમારી આગળ બધી હવા ગાજે છે. બીજા અવાજોથી કાનો ટેવાયા પછી સૌમાં જુદો તરી આવતો અવાજ અમે પારખીએ

છીએ. પરોઢિયાથી શત્રુપક્ષની સતત ચાલતી હિલચાલ સંભળાય છે. કેટ કહે છે કે એ લોકો પાછા હઠતા નથી પણ ટુકડીઓને દારૂગોળાને અને તોપખંદૂકોને આગળ લાવે છે.

અંગ્રેજી તોપખાનું મજબૂત બન્યું છે, એ તો અમે જોઈ શકીએ છીએ. ખેતરની જમણી તરફ પૉપ્લરની ઘટાની પાછળની બાજુમાં તેમણે ઓછામાં ઓછી ચાર તોપખાનાંની ટુકડી લાવીને રાખી જ હશે. ઉપરાંત પેલાં અગ્નિ–ઝરતાં ફ્રેંચ પ્રાણીઓનો મોટો જથ્થો રાખ્યો છે.

અમે ઉત્સાહહીન બની ગયા છીએ. ખાડાઓમાં અમે જઈએ છીએ ત્યાર પછી બે કલાકે અમારા પક્ષના જ બૉંબો ખાઈઓમાં વરસવા લાગે છે. ચાર અઠવાડિયાંમાં આવું આ ત્રીજી વાર બને છે. એ જો નિશાન તાકવાની ભૂલ હોત તો એની સામે બોલવા જેવું નહોતું, પણ હકીકત એવી છે કે નિશાન છોડવાની શક્તિ અવ્યવસ્થિત થઈ ગઈ છે. કેટલીક વાર તો બાર એટલા અચોક્કસ હોય છે કે તેઓ અમારી જ લાઈનમાં પડે છે, દૂર પહોંચતાં જ નથી. એનાથી જ અમારા બે જણ આજે રાત્રે ઘાયલ થયા છે.

* * *

ફ્રંટ એ એક પિંજર છે, એમાં રહીને અમારે અમારા ઉપર જે આવે તે માથા પર ઝીલી લેવું પડે. બૉંબો એવી રીતે પડતા હોય છે કે એનાથી બચવા કઈ તરફ દોડવું એ નક્કી નથી હોતું. ત્યાં તો નસીબ જ કામ કરે છે. બાર આવે ત્યારે બહુ તો અમે નીચા નમી જઈએ.

આ ‘નસીબ’ જ અમને બેદરકાર બનાવે છે. કેટલાક મહિના પહેલાંની વાત છે: હું એક ખાડામાં પાનાં રમતો બેઠો હતો. થોડી વાર પછી ત્યાંથી ઊઠીને બીજા ખાડામાં કેટલાક મિત્રો હતા ત્યાં ગયો. ત્યાંથી પાછો આ ખાડા આગળ આવીને જોઉં છું તો કંઈ ન મળે! એની

ઉપર જ બરાબર કોઈક બૉંબ પડી ગયેલો અને બધાનો કચ્ચરઘાણ કાઢી ગયેલો. હું બીજા ખાડા તરફ ગયો, પણ ત્યારે એ ખાડો પુરાઈ ગયેલો! કેટલાક બચ્યા હતા તેમને હું ખાડો ફરીથી ખોદાવવામાં મદદકર્તા બન્યો.

જે નસીબને બળે હું આજ સુધી જીવતો રહ્યો છું તે જ બળે હું હતો ન હતો પણ થઈ ગયો હોત. બૉંબની જ્યાં અસર ન પહોંચે એવા ખાડાઓમાં હું કણ કણ થઈ જવાનો સંભવ છે અને ખુલ્લા મેદાનમાં ઊની આંચ પણ ન આવી હોય તે પણ શક્ય છે. જો કે બધા પ્રસંગોમાં આ નિયમ લાગુ નથી પડતો, છતાં સિપાહીઓ તો એમાં બરાબર માને છે.

* * *

અમે ખાવાનો વિચાર કરીએ છીએ. ખાઈઓ સારી સ્થિતિમાં નહિ રહેલી હોવાથી ઉંદરોનો ત્રાસ વધી પડયો છે. ડિટરીંગ અને બીજા બૉંબમારીનું ચિહ્ન માને છે.

ખાસ કરીને અહીંના ઉંદરો ભારે લડાયકવૃત્તિના છે. તેઓ એટલા બધા જાડા છે કે અમે એને ફૂલી ગયેલાં મુડદાં કહીએ છીએ. એમનો દેખાવ બહુ ખરાબ છે. એમની લાંબી લીસી પૂછડી તરફ જોતાં ઘૃણા ઊપજે.

એમની ભૂખ પણ ગજબની લાગે છે. દરેકે દરેક જણની રોટીને એ કરડી જાય છે. ક્રોપે પોતાની રોટીને એમના હુમલાથી બચાવવા પોતાના વૉટર-પ્રૂફ કપડામાં વીંટાળીને રાખી તો, ઉંદરોએ આખી રાત એના પર જ ધમાચકડી લગાવી અને એને ઊંઘ જ લેવા ન દીધી. ડિટરીંગે એમને હરાવવાનો વિચાર કર્યો. એણે છતમાં એક તાર બાંધી રોટીને તેની જોડે બાંધીને લટકતી રાખી દીધી. અર્ધી રાત્રે એ જાગી ગયો, પોતાની પાસેની ટોર્ચનો પ્રકાશ ફેંકી જોયું તો તાર ઝૂલતો હતો અને રોટી ઉપર એક ઉંદરભાઈ લટાર લગાવી રહ્યા હતા.

આખરે અમે એ વાતને પડતી મૂકી. ઉંદરની કોરેલી છે એમ કરીને રોટીને ફેંકી દઈએ તો સવારે ભૂખ્યા રહેવું પડે એટલે કોરેલા ભાગ આગળથી થોડી કરચો કાઢી નાખી બાકીની રોટી ખાઈ જવાનું નક્કી કર્યું.

રોટીની જે કરચો અમે કાઢી નાખતા તેને અમે જમીન પર વચ્ચે ઢગલી કરી એક રમત શોધી કાઢીએ છીએ. રોટીના કણને આખી રોટી સમજી ઉંદરો થોડી વારમાં એના ઉપર હલ્લો કરે છે. અમે અમારાં નિશાન સાથે તૈયાર રહીએ છીએ. જુઓ પછી મજા! અમારી ટોર્ચોના તીક્ષ્ણ પ્રકાશ અને પાવડીઓના તીખા ઘાથી ઉંદરોને અમે પાઠ આપી દઈએ છીએ. એઓ ફરી આવતા નથી. પણ સવારે કોઈને અમે જોઈએ છીએ તે કરચો તો અદૃશ્ય જ બનેલી હોય છે.

બાજુના વિભાગમાંથી વાત આવી કે ઉંદરોનું એક લશ્કર બે બિલાડીઓ અને કૂતરા ઉપર તૂટી પડ્યું અને તેમને બટકાં ભરી ભરીને મારી નાખ્યાં, અને પછી ઉંદરો એમને ખાઈ ગયા.

બીજે દિવસે અમને દરેકને એક એક કવાટર પનીર મળે છે. પનીર લાગે સારું, પણ એમાં જે આગાહી રહી હોય છે તે સારી લાગે તેવી નથી હોતી. એવી જ રીતે 'રમ'નો પણ વધારો મળે છે, એ પી જઈએ છીએ પણ એમાંથી સંતોષ નથી જન્મતો.

દિવસ દરમિયાન અમે ઉંદરો ઉપર ચડાઈ કરીએ છીએ. હથિયાર અને દારૂગોળાના જથ્થાની ભરતી થાય છે. કરવતના આંકાવાળી છરીઓ અમે છૂટથી વાપરીએ છીએ, પણ આવી છરીઓ તો ઘણી વાર એના વાપરનારને જ જખમી બનાવે છે.

નવા સૈનિકોને તો એ ફાવતી જ નથી. એનાથી બે જણાએ પોતાનાં નાક કાપી નાખ્યાં હતાં અને એક જણાએ આંખ ફોડી હતી. એટલે અમે એમની એ છરીઓ લઈને સાદી આપીએ છીએ.

પણ આજનાં યુદ્ધોમાં કીરચનો ઉપયોગ જ ક્યાં રહે છે? આજે તો બૉંબ અને પાવડા એ જ મુખ્ય હથિયારો છે. ધારદાર પાવડો પકડવો સગવડભર્યો હોય છે અને એનો એક ઘા શરીરના મોટા ભાગને કાપી નાખે છે. ગળા ઉપર પાછળ એનો ઘા સરખી રીતે પડ્યો હોય તો તે છેક છાતી આગળ બહાર નીકળે. કીરચનો ઘા કોઈવાર યોગ્ય સ્થાને પડતો નથી અને કોઈ વાર તેની અણી ભાંગી જાય છે.

રાત્રે એ લોકો ગૅસ છોડે છે. અમે આક્રમણ થશે એમ ધારીને બુરખા ચડાવીને પડ્યા રહીએ છીએ, અને જરાક કંઈક થાય કે તેને કાઢી નાખવાને તૈયાર રહીએ છીએ.

પણ કંઈ ખાસ બન્યા વિના સવાર પડી જાય છે.–માત્ર સતત ચાલતી, જ્ઞાનતંતુઓને ખળભળાવી મૂકતી ટ્રેનો, બસ–ટ્રેનો, લૉરીઓ–બસલૉરીઓ અને શત્રુપક્ષની હિલચાલો સંભળાયા કરે છે. પણ તેઓ ક્યાં ઘેરો ઘાલશે? અમારી તોપો એમની ઉપર ગોળાઓ વરસાવ્યે જ રાખે છે, પણ એમનો અવાજ બંધ થતો નથી.

અમારા ચહેરાઓ થાકી ગયા છે. અમારી આંખો શૂન્ય બની ગઈ છે. "સોમીની ખીણ અહીં ખડી થશે" કેટ બોલે છે. "સોમીની ખીણમાં સતત સાત દિવસ અને સાત રાત એક ધારો બૉંબનો વરસાદ આપણી ઉપર પડ્યો હતો." કેટ આગળ બોલે છે. એના બોલવામાંથી અહીં આવ્યા પછી મજાકનું તત્ત્વ ઊડી ગયું છે. એ ફ્રંટનો જૂનોજોગી છે એટલે એ જ્યારે આવું કંઈ બોલે છે ત્યારે ડર લાગે છે. એક જેડન આજે મળેલા રમ અને પનીરથી ખુશ દેખાય છે. એને લાગે છે કે ખાસ કંઈ જોયા વિના અમે પાછા જઈશું.

લાગે છે પણ એવું. દિવસ પછી દિવસ પસાર થાય છે. રાત્રે હું તારના થાંભલાઓ પાસે બેસું છું. મારી ઉપર રૉકેટો અને

પેરેશ્યૂટ બત્તીઓ ઉપર છૂટે છે અને વળી નીચે ઊતરે છે. મારાં જ્ઞાનતંતુઓ તંગ અને શંકાશીલ રહે છે, મારું હૃદય ધબકારા લે છે, મારી આંખો વારેવારે મારા ઘડિયાળના તેજસ્વી આંકડા તરફ જતી હતી. મારી પાંપણો આંખથી ભારે બનતી હતી, ઊંઘી ન જવાય તે માટે બૂટની અંદર હું આંગળાંને સળવળાવ્યા કરતો હતો. ફરજ પરથી છૂટતાં સુધીમાં કંઈ બનતું નથી. ધીમે ધીમે શાંતિ છવાય છે. અમે પાનાં રમવા લાગીએ છીએ.

આખો દિવસ આકાશ નિરીક્ષક બલૂનોથી છવાયું રહે છે. એવી અફવા છે કે દુશ્મનો ટૅન્કોને લાવવાના છે અને આક્રમણ માટે નીચાં ઉડી શકે તેવાં વિમાનો વાપરવાના છે. પણ અમે આગવર્ષણના નવા યંત્રની વાત સાંભળી છે તેની આગળ એ વાત મામૂલી લાગે છે.

અર્ધરાત્રે અમે જાગી જઈએ છીએ. ધરતી ધડૂકી રહી છે. ગોળીઓની ઝડી અમારા ઉપર વરસે છે. અમે ખૂણાઓમાં ભરાઈ જઈએ છીએ. દરેક પ્રકારની શક્તિના બૉંબોને અમે જોઈ શકીએ છીએ.

દરેક જણ પોતાની ચીજ વસ્તુને પોતાની બાજુમાં રાખે છે અને તે સલામત જ છે એ જોતો રહે છે. ખાઈઓ ધમણની માફક શ્વાસોચ્છ્વાસ લઈ રહી છે. રાત ગાજે છે અને ચમકારા મારે છે. પ્રકાશના સળકારામાં અમે એકમેકને એક ક્ષણ જોઈ લઈએ છીએ, અને મ્લાન ચહેરા અને દબાયેલા હોઠે માથું ધુણાવીએ છીએ.

ખાઈના રક્ષણ માટે ઊભી કરેલી આડને બૉંબો તોડી નાખે છે, મોરચાઓને જડથી ઉખેડી નાખે છે અને સિમેંટનાં ઉપલાં પડોને ઉડાડી નાખે છે એ સૌ જાણે છે. જ્યારે કોઈ બૉંબ ખાઈમાં પડે છે ત્યારે અમે જોઈ રહીએ છીએ કે વિકરાળ રાક્ષસનો વજનદાર પંજો પડ્યો હોય તેમ ઊંડો ખાડો પડી જઈ મોટા અવાજે આસપાસની જમીનનો ભુક્કો થઈ જાય છે. સવાર પડતાં તો ઘણા

નવા સૈનિકો લીલા કાચ બની જાય છે અને ઊલટીઓ કરવા માંડે છે. તે લોકો તદ્દન બિનઅનુભવી છે.

ધીરે ધીરે આસમાનનું અજવાળું આવવા માંડે છે અને બોંબોના રંગ ઝાંખો પડે છે. સવાર ઊગી ગયું છે. ખાણ તૂટી પડવાના અવાજો તોપ-બંદૂકના અવાજમાં ડૂબી જાય છે. જ્યાં જ્યાં તે પડે છે તે આખો પ્રદેશ કબ્રસ્તાન બની જાય છે.

ફરજ પરથી છૂટેલા બહાર નીકળે છે. બીજા લથડિયાં લેતા અંદર જાય છે. તેઓ ધ્રૂજી રહ્યા છે અને ધૂળે ભર્યા છે. એક એક જણો શાંતિથી ખૂણામાં બેસીને ખાય છે, બીજો, બિનઅનુભવી હોવો જોઈએ તે ડ્રસકા મૂકે છે. એ બિચારો બોંબથી ઊડેલી જમીન સાથે ઊડીને બે વાર ખાઈની દીવાલ પર જઈ પડેલો. એને હજી કંઈ થયું નથી, માત્ર ધ્રાસકાનો આંચકો લાગ્યો છે.

બોંબમારો ધીમો પડતો નથી. એ પાછળની હરોળમાં પણ પડે છે. નજર પહોંચે ત્યાં સુધી કાદવના વોંકળા અને લોખંડના ટુકડા દેખાય છે. એક વિસ્તીર્ણ પટ્ટો ખલાસ થઈ ગયો છે.

હલ્લો આવતો નથી પણ બોંબમારો ચાલુ જ છે. ધીમે ધીમે અમે બહેર મારી જઈએ છીએ. ભાગ્યે જ કોઈ કંઈ બોલે છે. અમે અમારી સાથે પણ વાતો કરી શકતા નથી.

એક ખાઈ તો આખી જ નાશ પામી છે. ઘણાં સ્થાનો પર એ કેવળ દોઢ ફૂટ જ ઊંચી રહી છે. એમાં ખાડાઓ પડ્યા છે, બખોલો થઈ ગઈ છે અને માટીના ટેકરા બની ગયા છે. એક બોંબ બરાબર અમારી સામે પડી અમને ઝપાટામાં લે છે. એકદમ અંધારું થઈ જાય છે. અમે આખે આખા દટાઈ જઈએ છીએ. કલાક પછી અમારા ઉપરની ધૂળ દૂર કરી અમે બહાર નીકળીએ છીએ. કામ કરવા મળ્યું એટલે અમે તાજા બની જઈએ છીએ.

અમારો ટુકડી–નાયક અમારી પાસે આવે છે અને ખબર આપે છે કે બે બોગદાંઓનો નાશ થયો છે. એને જોઈને નવા સૈનિકોને શાંતિ વળે છે. એ કહે છે કે આજે સાંજે ખોરાક આવી જ જાય તેવો પ્રયત્ન થશે.

ખોરાકને અમે બરાબર જાળવીએ છીએ. અમારા ખ્યાલમાં છે કે લડાઈ વખતે ખોરાકનું મહત્ત્વ હથિયારો જેટલું જ છે. અને એટલા માટે જ અમને એનાથી બરાબર સજ્જ રાખવા જોઈએ.

પણ ફાવી શકાતું નથી. બીજી ટુકડી જાય છે પણ પાછી આવે છે. કેટ પ્રયત્ન કરે છે અને એ પણ કંઈ મેળવ્યા વિના પાછો ફરે છે. કોઈ જઈ શકતું નથી. એક માખી સુદ્ધાં આ મારામાંથી સલામત બહાર નીકળી શકે તેવું નથી.

અમે અમારા પટ્ટાઓને ચસચસાવીએ છીએ અને મોઢામાં નાખેલ બટકું ત્રણગણી વાર ચાવીને થોડામાં ધરાઈ જવાનો પ્રયત્ન કરીએ છીએ. તોપણ ખાવાનું નથી આવતું. અમારી ભૂખ અસહ્ય રીતે જલદ બની ઊઠી છે, રોટીનો એક ટુકડો હું બહાર કાઢું છું, એનો સફેદ ભાગ ખાઈ જઉં છું અને બાકીની કરચો ગજવામાં ભરું છું. સમય સમય પર એ ચગળ્યા કરું છું.

રાત્રી અસહ્ય થઈ પડે છે. ઊંઘ આવતી નથી. ઊંચે આંખ ફાડીને જોયા કરીએ છીએ અને ઝોકાં ખાઈએ છીએ. ઉંદરોએ રોટીના કરડેલા ભાગ આગળનો થોડો ભાગ કાઢી નાખવા બદલ જેડન અફસોસ કરે છે. એ હજી યે મળે તો આનંદ થાય. પાણીની પણ તંગી દેખાય છે; પણ હજી એ અનુભવવા નથી મળી.

સવારે, હજી અંધારું જ છે ત્યારે કંઈક ગડબડ જેવું મચે છે. પ્રવેશમાર્ગમાં થઈને ભાગતા ઉંદરોનું એક જંગી લશ્કર દીવાલો ઉપર ધસી આવવાનું કરે છે. ટોર્ચોનું અજવાળું જાગી જાય છે. સૌ ચીસો અને બૂમો પાડવામાં અને ઉંદરોને મારવામાં પ્રવૃત્ત

થાય છે. આ ગડભડમાં ઘણા કલાકોની હતાશા અને શૂન્યતા ભુલાઈ જાય છે. અંધારામાં ઉંદરોને મારવામાંથી અંદર અંદર જ મારવાનું શરૂ થઈ જાય તે પહેલાં મારવાનું કામ બંધ પડે છે.

ઉંદર-સંહારનું કામ પૂરું થયું. પણ હવે? એ નવાઈ ગણાય કે હજી અમારી જગ્યાને કંઈ નુકસાન નથી થયું. એની ઊંડાઈ બીજી ઘણી ખાઈઓ કરતાં ઓછી છે.

એક ઉપનાયક અંદર પેસે છે. એ કયાંકથી એક રોટી મેળવી આવ્યો છે. ત્રણ જણા બહાર નીકળી જઈને કંઈક ખાવાનું મેળવી આવવાને ભાગ્યશાળી બન્યા છે. એ લોકો કહે છે કે તોપખાનાની લાઈન સુધી બોંબમારો આવો ને આવો સખત છે. આ દુશ્મનો કયાંથી આટલા બધા બોંબ લાવે છે?

અમે રાહ જોયા જ કરીએ છીએ. બપોરે એક નવા સૈનિકને વાઈ આવે છે. મેં આ ધાર્યું જ હતું. એને દાંત કડકડાવતો અને હાથની મુઠ્ઠી બંધ – ઉઘાડ કર્યા કરતો હું કયારનો જોતો હતો. બહાર ખેંચાઈ આવતી હોય તેવી ચકળવકળ આંખોને અમે સમજી જતા થઈ ગયા છીએ. કેટલાક કલાકોથી એ શાંત છે. એ માત્ર દેખાવ પૂરતું હતું. મરી ગયેલા ઝાડની પેઠે એ એકાએક નીચે ઢળી પડયો.

એ ઊભો થાય છે. છાની રીતે પ્રવેશમાર્ગ તરફ વધે છે. હું એને આંતરું છું; "કયાં જાય છે?"

"એક મિનિટમાં જ આવું છું." કહીને એ મને દૂર હડસેલી આગળ વધવાનો પ્રયત્ન કરે છે.

"થોડી વાર થોભ, બોંબમારો હમણાં રહી જશે."

એ સાંભળે છે, એક ક્ષણ એની આંખ સ્વચ્છ બને છે પણ પછી પાગલ કૂતરાની પેઠે એ ચમકે છે, એ મૂંગો જ રહે છે અને મને એક બાજુ ધક્કો મારે છે.

"એક મિનિટ નહિ થોભે?" હું કહું છું.

કેટ જુએ છે. પેલો મને એક બાજુ ધક્કો મારી દે તે પહેલાં તે દોડી આવે છે. અમે બંને થઈને એને પકડી રાખીએ છીએ. પછી તો એ બરાડા પાડવા લાગે છે, " છોડી દો, છોડી દો મને, મારે બહાર જવું છે."

એ કંઈ સાંભળે તેમ નથી. એ લાતો મારે છે. મોંમાંથી થૂંક ઉડાડે છે અને ગમે તેવા શબ્દો મોંમાંથી કાઢે છે. એક જ સ્થાને ભરાઈ રહેવાને પરિણામે એને આ ચિત્તભ્રમ થયો હતો. અહીં એ મૂંઝાતો હતો, એને કોઈ પણ ઉપાયે બહાર જવું હતું. જો અમે એને જવા દઈએ તો એ ખુલ્લામાં ગમે ત્યાં દોડવા લાગે. આ કંઈ પહેલો કિસ્સો નથી.

એ ચીસો પાડે છે, ડોળા ઘુમાવે છે, પણ ઉપાય શું? એને ઠેકાણે લાવવા અમે તરત જ, જરા પણ દયા રાખ્યા વિના એને ઠમઠોરીએ છીએ. એ શાંત બની જાય છે. બીજાઓ એ જોઈને ધ્રૂજી ઊઠે છે. એથી ચિત્તને ભ્રમિત થવા ન દેવાનો પાઠ મળતો હશે. આ બોંબમારો ખરેખર આ ગભરુઓને માટે ભયંકર છે. એમને સીધા ભરતીની છાવણીમાંથી ખાઈઓમાં મોકલી આપવામાં આવે છે. રીઢા સૈનિકો એ જોઈને હોઠ પીસે છે.

આ બનાવ પછી આ રૂદ્ધ અને ચીકટ પરિસ્થિતિ અમારા જ્ઞાનતંતુઓ ઉપર ખૂબ જોરથી અસર કરવા માંડે છે. અમે જાણે કબરમાં બેસી રહ્યા છીએ અને અમારી ઉપર માટી નાખી દેવામાં આવે તેની જ રાહ જોઈ રહ્યા છીએ.

એકાએક ઝબકારા અને ગર્જનાઓ થવા લાગે છે. સીધા ઘાથી ભોંયરાંનાં પડે પડ ચીસો નાખે છે. સદ્‌ભાગ્યે બોંબો હળવા છે. એટલે સિમેંટનાં ભોંયરાં એની સામે ટકી રહે છે. પોલાદ ઉપર ઘા પડતો હોય તેવો તેનો અવાજ થાય છે, દીવાલો બેચેન બને છે, રાઈફલો, શિરટોપો—માટી, કાદવ અને ધૂળ ચારે પાસ ઊડયા કરે છે.

ગંધકની ઉગ્ર વાસ નાકમાં પેસી જાય છે. ઊંડા ભોંયરાને બદલે છેલ્લે છેલ્લે બાંધેલાં પેલાં છીછરાં ભોંયરાંઓમાં અમે હોત તો અમારામાંનો એક જણ પણ જીવતો ન રહ્યો હોત.

છતાં ય જે થયું છે તે પણ ભયંકર છે. પેલો ચિત્તભ્રમ સૈનિક ફરીને ચાસો પાડવા લાગે છે, અને એવું જ બીજા બે જણનું થાય છે. એક જણો કૂદીને બહાર દોડી જાય છે. એને તો અમારે સંભાળવાના છે જ, છતાં હું પેલા નાઠેલાની પાછળ પડું છું. એને પગમાં ગોળી મારીને પાડી નાખવો કે કેમ એનો હું વિચાર કરું છું. પણ તરત જ એક કડાકો થાય છે, હું મારા શરીરને નીચે જમીન પર પાડી દઉં છું. ફરીથી ઊભો થાઉં છું તો દેખાય છે કે ખાઈની દીવાલ ધુમાડા કાઢતા પદાર્થોના ટુકડાઓ, માંસના લોચા અને ગણવેશના ચીંથરાંથી ઢંકાઈ ગઈ છે. હું પાછો ખાઈમાં સરકી આવું છું.

પહેલો નવો સૈનિક હવે તો તદ્દન પાગલ બની ગયો છે. બકરાની પેઠે એ પોતાનું માથું દીવાલ જોડે અફાળે છે. આજે રાતે એને ગમે તેમ કરીને પાછલી હરોળમાં લઈ જવો પડશે. એટલીવાર માટે અમે એને બાંધી રાખીએ છીએ, પણ એવી રીતે કે હુમલો કરવા ટાણે એને જલદીથી છૂટો કરી શકાય. કેટ એક રમત રમવાનું સૂચન કરે છે. કંઈક પણ કામ કરવાનું હોય તો ઘણી તકલીફો ભૂલી જવાય છે. પણ અત્યારે એ થઈ શકે તેમ નથી. એક એક ધડાકો સંભળાય છે અને અમારા કાન એ તરફ જાય છે, મગજ કંઈક કલ્પનાઓ કરવા માંડે છે. રમતમાં મજા આવતી નથી, અમે એ છોડી દઈએ છીએ.

પાછી રાત આવી. મગજ ઉપર પડેલ ખેંચથી—બરડામાં ભાલું ખૂંચેલું હોય અને જે વેદના થાય તેવી વેદનાથી—કડાકા લેતા મગજથી અમે શબવત્ બની ગયા છીએ. પગ ચાલવાની ના પાડે છે, હાથ ધ્રૂજે છે, દીવાનાપણા ઉપર તંગ કરીને ચામડીનું પડ મઢી

લીધું હોય તેવાં અમારાં શરીર બની ગયાં છે. માંસ કે મજ્જાનું ત્યાં હવે નામનિશાન નથી રહ્યું. કોઈ અકલ્પ્ય કલ્પના ન કરી લેવાય તે માટે અમે એકમેક સામે જોતા પણ નથી. દાંત ભીડીને અમે બેસી રહીએ છીએ – આનો અંત આવશે જ, અંત આવશે જ, આમાંથી આપણે બહાર નીકળશું જ.

એકાએક નજીકમાં શાંતિ છવાય છે. બોંબો પડે છે પણ અમારી ખાઈ તેના ભયથી હવે મુક્ત બની છે. હવે એનો મારો અમારી પાછલી બાજુ રહી ગયો છે. અમે હાથે ફેંકવાના બોંબો હાથમાં લઈએ છીએ, કૂદીને ખાઈની સામેની દિશામાં ફેંકીએ છીએ. બોંબમારો હવે બંધ થયો છે પણ પાછલી બાજુ ગાજી રહી છે. હલ્લો આવી પહોંચ્યો છે.

એવું તો કોણ કલ્પી શકે કે આવા વિનાશ વચ્ચે કોઈ માનવી જીવતું હોય? ખાઈની બહાર શિરટોપો ચારે દિશામાં પથરાયેલા દેખાય છે, અને અમારી સામે પચાસ જ વાર ઉપર એક મશીનગન ખડી થઈ ગઈ છે અને ગાજી રહી છે.

તારની વાડનું રક્ષણ ભૂમિસાત્ થઈ ગયું છે. છતાં યે તે મારાને કંઈક અટકાયતરૂપ થઈ પડેલ છે. ‘મરણિયા ટુકડીઓને’ અમે ધસતી આવતી જોઈએ છીએ. અમારી તોપો અગ્નિનં વહેતો મૂકે છે, મશીનગનો ડાકણીની પેઠે ખડખડાટ હસે છે, રાઈફલો દાંતિયાં કરે છે. તેઓ પોતાનો પર્વદિન પૂરી રીતે ઊજવી લેવા માગે છે. હેય અને ક્રોપ હાથબોંબોથી રમત રમવા લાગ્યા છે. શક્ય તેટલા દૂર બોંબો તેઓ ફેંકે છે. હેય ૬૫ વાર દૂર ફેંકે છે, ક્રોપ ૬૦. અંતરના માપનો ખ્યાલ હોવો ઘણો જરૂરી હોય છે. ચાળીસ વારની અંદર ન હોય ત્યાં સુધી દુશ્મનો દોડતાં દોડતાં કંઈ કરી શકતા નથી.

અમે એ થાકેલા ચહેરાઓ અને લીસા શિરટોપોને ઓળખી જઈએ છીએ. એ લોકો ફ્રેંચ છે. તૂટેલી તારની વાડ સુધી પહોંચતાં સુધીમાં એમને માથે ઘણું વીતી ચૂક્યું હતું. અમારી મશીનગન સામે એક આખી હરોળ ભોંય ભેગી થઈ ગઈ હતી. ત્યારપછી અમને કેટલાક અવરોધો નડ્યા અને તેઓ નજીક આવી શક્યા.

એક ફ્રેંચને જોઉં છું, ઊંધો ઊંધો એ પાછલી ગુલાંટ ખાઈ જઈને કાંટાળા તારની પથારીમાં પટકાઈ પડે છે. એનું શરીર સંકોચાઈ જાય છે. એના હાથ ઊંચા રહી જાય છે – જાણે પ્રાર્થના કરતો હોય! એના શરીરના કકડા થઈ જાય છે. એના ઊંચા રહેલા હાથ પણ કાંડા આગળથી ઊડી જાય છે અને ફરના તારમાં લટકી રહે છે.

અમે પાછા હટવા જઈએ છીએ તે જ ક્ષણે જમીનમાંથી ઊભા થઈને ત્રણ જણા અમારી સામે ખડા થાય છે. એક જણ અણીદાર કાળી દાઢીવાળો હતો. મારી સામે એ પોતાની નજરને ખોડી ગયો છે. હું મારો હાથ ઊંચો કરું છું પણ ઘા કરી શકતો નથી. એક ક્ષણ મારી આસપાસ સંહાર વમળની પેઠે ઘૂમી રહે છે. એમાં સ્થિર છે કેવળ આ જ બે આંખો. પછી ગરદન ટટાર બને છે, હાથ, હાથની થોડીક ચેષ્ટા, બોંબનું હાથમાંથી છૂટવું, હવામાં ધ્રુજારી, અને પછી એના શરીરમાં પણ.

અમે પાછળ હટવું શરૂ કરીએ છીએ. સાથે સાથે ખાઈમાં કાંટાળા તારને પણ ઘસડતા જઈએ છીએ અને ખેંચેલી દોરી સાથે બોંબોને પણ એનું કામ કરવા પાછળ મૂકતા જઈએ છીએ.

અમે ખરેખર જંગલી પશુ બની ગયા છીએ. અમે લડતા નથી પણ સર્વનાશ સામે માત્ર બચાવ જ કરીએ છીએ. અમે કંઈ માનવીઓ ઉપર બોંબ છોડતા નથી, આ ક્ષણોમાં, જ્યારે કાળ–ભગવાન શિરટોપ અને શસ્ત્ર સાથે અમારી પાછળ અમને પછાડવાને

પડયા છે તે ક્ષણોમાં માણસ એ શું છે એ અમે જાણી પણ કેવી રીતે શકીએ? આ ત્રણ દિવસમાં પહેલી જ વાર અમે એનું મોં જોવા પામીએ છીએ. ત્રણ દિવસમાં પહેલી જ વાર એમનો સામનો કરવા અમે સામા આવી શકયા છીએ. અમે ક્રોધથી ગાંડા થઈ જઈએ છીએ. હતાશ થઈને ચુપચાપ પડી રહી અમે મૃત્યુની રાહ જોઈ રહી શકતા નથી, અમને બચાવવા, અમારું વેર લેવા, અમે અમને બચાવવાને અમારી સામે જે આવે છે તેને મારીએ છીએ, અમે તેનો નાશ કરીએ છીએ.

જે કોઈ ખૂણો દેખાયો ત્યાં અમે ભરાઈ જઈએ છીએ. તારનાં ગૂંચળાંઓની પાછળ લપાઈ જઈએ છીએ અને પછી ત્યાંથી સામે આવતા દુશ્મનો તરફ જ્વલન પદાર્થો ગબડાવીએ છીએ અને ભાગીએ છીએ. હાથથી બૉંબો ફેંકતાં બાવડાં કળે છે; પણ અમે બૉંબ ફેંકીએ છીએ, બિલ્લીપગે ભાગીએ છીએ, ભાગતાં ભાગતાં યે પેલું જોશ – બૉંબ ફેંકવાનું જોશ– કાયમ રહે છે. એઅમને વિકરાળ બનાવી દે છે, લૂંટારા, હત્યારા. એક ભગવાન જ જાણે છે કેવા કેવા સેતાની બનાવી દે છે; ભય અને ગાંડપણની સાથે એ ઉશ્કેરાટ અમારામાં કેટલાંયે ગણું જોર લાવી મૂકે છે: શા માટે આ? શા માટે અમે લડીએ છીએ? એક જ વસ્તુ માટે કે અમે બચી જઈએ, અમારી જિંદગી ખંડાય નહિ. એ માટે, સામે સગો બાપ હોય તોપણ લાગે છે કે અમે એમની ઉપર બૉંબ ફેંકતાં અચકાઈએ નહિ.

આગલી ખાઈઓને અમે છોડી દીધી છે. ત્યાં હવે ખાઈ જેવું છે પણ શું? એમના ફૂરદે ફૂરદા ઊડી ગયા છે. હવે તો ત્યાં નાના ખાડા જ રહ્યા છે, પણ દુશ્મનોની વધુ ખરાબી થઈ છે. એ લોકો બચાવ માટેની બહુ દરકાર નથી રાખતા.

  

બપોર થવા આવ્યા છે. સૂર્યનો પ્રખર તાપ પડે છે. આંખોમાં પણ પરસેવો ઝળૂંબી રહ્યો છે. અમે બાંયથી એ લૂછી નાખીએ છીએ. એની સાથે કેટલીક વાર લોહી પણ લુછાઈ આવે છે. અમે એક ખાઈ આગળ આવી પહોંચીએ છીએ. એ હજી કંઈક ઠીક હાલતમાં રહી છે. એમાં માણસો આવી ગયા છે, તેઓ પ્રત્યાક્રમણ માટે તૈયાર થઈ બેઠા છે. અમે એમાં સમાઈ જઈએ છીએ. અમારી બંદૂકો પૂર જોશમાં ચાલુ થઈ જાય છે અને દુશ્મનના આક્રમણને તોડી નાખે છે. અમારું તોપખાનું અમને અમે જ્યાંથી હઠવાનું શરૂ કર્યું હતું ત્યાં ફરીને લાવી મૂકે છે. દુશ્મનોની હરોળો એનાથી છિન્નભિન્ન થઈ ગઈ છે. અમે જોઈએ, ઘડીકમાં ગોળાઓનો વર્ષાદ અમારે માટે સો વારનો પ્રદેશ ખુલ્લો કરી દે, અમે આગળ દોડીએ. મારી બાજુના એક ટુકડી–નાયકનું કપાળ ફાટી ગયું છે. થોડાં ડગલાં એ ચાલે છે અને એની અંદર લોહીનો ફુવારો ઊડે છે.

હાથોહાથની લડાઈ આવતી નથી. દુશ્મનો પાછળ હઠાવી દેવાયા છે.

અમે અનામત ટુકડીના વિશ્રામસ્થાને પહોંચીએ છીએ. અંદર પેસી જવાને અમારાં હૃદય તલપી રહ્યાં છે. પણ અમારે માટે ભયાનકતા જ અંતિમ સ્થાન નિર્ણિત થયું છે. કમજોર છીએ, પણ પ્રખર ઉત્તાપમાં, વિચાર વિના અમે પ્રવાહમાં આગળ ને આગળ ખીંઝાઈએ છીએ. અમે સંહાર કરશું, કારણ કે અમારી સામે બંદૂકો અને બોંબોનાં નિશાન મંડાઈ રહ્યાં છે. અમે જો ન મારીએ તો તેઓ અમને મારી નાખે.

ભૂખરી–ક્ષતવિક્ષત અને ભૂખરી ધરતી, મરેલાઓનાં માંસ–રુધિરે ઢંકાઈને સૂર્યના તાપમાં ચમકે છે. અમને જીવતાં યંત્રોને ધમસાણ મચાવવાની શક્તિ દેનાર આ ભૂમિ છે. અમે હવામાં ઝાવાં નાખીએ છીએ, અમારા હોઠ સુકાય છે, અમારું માથું ફાટે

છે, લથડતાં લથડતાં પણ અમે આગળ દોડીએ છીએ, અને અહીં તહીં છિન્નભિન્ન પડેલાં શબોને કોઈવાર ઠેકી જતાં કે કોઈવાર કચડી બેસતાં, સૂર્યના તાપમાં પોતાના દેહ ઉપર પડી રહેલાં શબોનાં માંસ-રુધિરથી વિલાતી ભૂખરી ધરતીનું વેદનાપૂર્ણ પ્રતિબિંબ અમારા ભાંગી ગયેલા પ્રાણો ઉપર પડીને વ્યથા જગવે છે. આ શબો અહીં જ પડી રહેવાનાં, એને માટે કોઈ ઉપાય નથી.

લાગણી માત્ર અમારામાંથી નીતરી ગઈ છે. અમારી સામે અમે બીજન માનવીને જોઈએ છીએ અને અમે અમારી ઉપરનો કાબૂ ગુમાવી બેસીએ છીએ. અમે સંજ્ઞાશૂન્ય, પ્રેતો છીએ કે જેનામાં કોઈ ભયંકર જાદુના બળે દોડવાની અને કતલ ચલાવવાની શક્તિ આવી ગઈ છે.

એક જુવાન ફ્રેંચમેન પાછળ રહી જાય છે, એ અંબાઈ જાય છે. રિવોલ્વર સાથે પોતાનો એક હાથ ઊંચો કરે છે, એનો વિચાર ગોળી છોડવાનો છે કે એ આપઘાત કરવા ઇચ્છે છે ! તીક્ષ્ણ ધારવાળો એક પાવડો એના માથા પર પડે છે. એની ખોપરી ઊંડે સુધી ચિરાઈ જાય છે. એની અંદરની અફાટ જીવન-શક્તિ એને ચાર પગલાં દોડાવે છે ત્યાં તો એની પીઠમાં એક કીરચ હુલી જાય છે. એ હવામાં ઊંચો ઊછળે છે. એના બે હાથ પહોળા થઈ જાય છે, એનું મોં ચીસ પાડવાની ચેષ્ટામાં ફાટી રહે છે. એની પીઠમાં પેઠેલી કીરચ ધ્રૂજે છે. એ નીચે પછડાય છે.

અમે ભાગતા દુશ્મનોની પાછળ એટલા દોડીએ છીએ કે તેઓ પોતાની લાઈન્સ આગળ આવે છે તે જ વખતે અમે પણ ત્યાં અચાનક જ આવી પહોંચીએ છીએ. આથી અમને કેટલીક હાનિ થાય છે. અમારી મશીનગન ત્રાડે છે પણ એક બોંબની ગર્જના એને ચુપ કરી દે છે. પણ આ પરિસ્થિતિમાં ય બે પળમાં જ અમે દુશ્મનના પાંચ જણને નીચે ઢાળી દઈએ છીએ. કેટ પોતાની

રાઇફલના ફટાકાથી મશીનગન ઉપર ઊભેલા એક જણાના ચહેરામાં ઊંડો ખાડો પાડી દે છે. એ લોકો પોતાના બૉમ્બ હાથમાં લે તે પહેલાં અમે એમની છાતીમાં અમારી કીરચો ઘોંચી દઈએ છીએ. પછી તોપો ઠારવા માટે રાખેલું એમનું પાણી અમે જુગજુગના તરસ્યા હોઈએ એમ ચસચસાવી જઈએ છીએ.

અહીંતહીં બને કાંટાળા તાર પથરાયેલા છે, જેમાં ખવડાવવા માટે લાકડાં વચ્ચે વચ્ચે ગમે તેમ પડયાં છે. સાંકડા પ્રવેશ-માર્ગમાંથી અમે ખાઈઓમાં કૂદી પડીએ છીએ. જેક એક ઊંચા-પહોળા ફ્રેંચમેનની ગરદન ઉપર પોતાના પાવડાનો ઘા કરે છે અને પહેલી જ વાર હાથબૉમ્બ ફેંકે છે. થોડી ક્ષણો અમે એક જ છાતી–ઊંચી દીવાલ આડે ગોઠવાઈ જઈએ છીએ. ખાઈનો પછીનો થોડો સીધો ભાગ ખુલ્લો જ છે. બૉમ્બનો એક વધુ ઘા ખૂણા તરફ આડો ફેંકાય છે અને રસ્તો સાફ બને છે. અમે આગળ ધસીએ છીએ પણ પાછળની ખાઈમાં થોડા બૉમ્બ ફેંકતા જઈએ છીએ. એના મારથી ધરતી ધ્રૂજી ઊઠે છે, કડાકા થાય છે, ધુમાડા કાઢે છે અને પછી નિસાસો નાખી શાંત બને છે. છુટ્ટાં પડેલાં સૈનિકોનાં અંગોમાંથી ઊડેલા માંસના લોચાઓ પરથી અમે લપસી પડીએ છીએ, ક્યારેક શબોની ડસ ખાઈ ગબડી જઈએ છીએ. મારો પગ એક ફાટેલા પેટમાં અજાણતાં પડે છે.

ઝપાઝપી બંધ પડે છે. દુશ્મનો દૂર નીકળી ગયા છે. અહીં અમે ઝાઝો વખત રહી શકીએ નહિ. અમારા તોપખાનાની છાયામાં અમારી પોતાની જગ્યાએ અમારે આરામ લેવો જોઈએ. આ ખ્યાલ આવતાં જ અમે નજીકના જ ખાડાઓમાં દાખલ થઈ જઈએ છીએ અને જે કંઈ ખાવાનું હાથ ચડયું તેને અહીંથી નીકળી જવાનું થાય તે પહેલાં ઝડપીએ છીએ.

અમે સુખરૂપ પાછા સ્થાનકે આવી જઈએ છીએ. દુશ્મનોએ બીજો હુમલો કર્યો નહિ. એક કલાક તો કંઈ પણ બોલ્યા વિના

ચત્તાપાટ અમે પડ્યા રહીએ છીએ. આજે અમારો એટલો તો કૂચો નીકળી ગયો છે કે આટઆટલા ભૂખ્યા હોવા છતાં અમને ખાવાનું યાદ આવતું નથી. પછી ધીમે ધીમે અમે પાછા માણસ બનીએ છીએ.

ફ્રંટમાં એક છેડેથી બીજે છેડે કડાઈમાં રાંધેલું બળદનું માંસ સૌનું પ્રિય છે. અમારા હુમલા ઊડતા હુમલા જ હોય છે, એનું કારણ એ છે કે અમારા પોષણ તરફ લક્ષ અપાતું નથી. અમારું પેટ લગભગ ખાલી જ હોય છે.

એ લોકોનો ખોરાક જુઓ અને અહીં અમારો ખોરાક જુઓ. દુશ્મનો આ વાતને ઘણી સરસ રીતે જાણે છે. દુશ્મનોના પોતાના સિપાહીઓને માંસ જેટલું જોઈએ તેટલું મળતું હોય છે. હેયની પાસે એક સફેદ ફ્રેંચ રોટીનો ટુકડો છે. પાવડાની પેઠે એણે એ કમરપટ્ટાની પાછળ રાખેલ છે. એક ઠેકાણેથી એ સહેજ લોહીવાળી થઈ છે પણ એ તો ચાલે, એટલો ભાગ પણ ફેંકી કેમ દેવાય?

આખર અમને સરસ ખાવાનું મળ્યું ખરું! દુશ્મન સામે રક્ષણ માટે સારા ખાડાનો જેટલો ઉપયોગ છે તેટલો જ ઉપયોગ પૂરતા ખોરાકનો પણ છે

જેડન પાસે કોગ્નેક (ફ્રેંચ દારૂ)ની બે બાટલીઓ આવી ગઈ છે. અમે અમારી મંડળીમાં તે ફેરવીએ છીએ.

* * *

**સાંજ** આવે છે, રાત પડે છે, ચિરાડામાંથી ધુમ્મસ ઉપર ચડે છે. એવું લાગે છે—જાણે ખાડાઓમાં પ્રેતો ભરાઈ બેઠાં હોય.

વાડ વટીને સફેદ ધુમ્મસ બહાર સરકે ને પડેલાં તે દુઃખથી ઘૂમરી ખાય છે.

ઠંડી પડે છે, મારો પહેરો છે. અંધારામાં હું નજરને પરોવું છું. આક્રમણ પછી બને, તેમ મારાં અંગો શિથિલ બની ગયાં છે.

એકલા વિચાર કરતાં ઊભા રહેવું કપરું છે. વિચારો પણ મારા નથી. નિર્બળતાને જગાવનારાં એ બધાં સ્મરણો છે.

ઉપર હવાઈ છત્રીઓનાં કિરણો ઢોળાય છે--મારી સામે એક ચિત્ર આવે છે. ઉનાળાની એક સાંજ, હું દેવળની ફૂલવાડીમાં ફરતો ગુલાબના ઊંચા વધેલા છોડોને જોઉં છું. જ્યાં સાધુઓ કબરમાં સૂતા છે ત્યાં આ ફૂલવાડી મહોરી છે. આજુબાજુ કોઈ નથી. સુગંધમાં ઝૂલતા આ ખૂણામાં મારી શાંતિ પોઢી છે. સૂર્ય હમણાં જ ક્ષિતિજ પર ગયો છે, પથ્થર કેવાક ઠંડા પડ્યા છે તે જોવા હું એની ઉપર હાથ મૂકું છું. જમણી બાજુ લીલું દેવળ નીલ આકાશમાં ઊંચે ચડ્યું છે. દેવળના સ્થાનમાં જ જે હોય તે ગાઢ અંધકાર વચ્ચે હું ઊભો છું અને કલ્પના કરું છું કે વીસ વર્ષની વયે પહોંચીશ ત્યારે હું પ્રેમની તીવ્ર લાગણીઓ અનુભવીશ કે નહિ?

દશ્ય સાવ નજીક આવી જાય છે. હું એના સ્પર્શ અનુભવી શકું છું. બીજી જ ક્ષણે એક નાના બોંબથી થયેલા પ્રકાશમાં એ વિલીન થઈ જાય છે.

રાઈફલ બરાબર છે એ જોવા હું તેના પર હાથ નાખું છું. એનો હાથો મને ભીનો લાગે છે. હાથમાં લઈને આંગળાં ઘસીને હું ભીનાશને દૂર કરું છું.

અમારા ગામની પાછળ ગૌચરની વચ્ચે એક ઝરણાને કાંઠે પોપ્લરનાં ઝાડોની એક હાર ઊભી છે. એ ખૂબ દૂરથી પણ દેખાતી. એની હતી તો એક જ હાર, પણ છતાં યે અમે એને કુંજ કહેતા. અમે નાના હતા તોપણ અમને એની પ્રત્યે પ્રેમ ઊપજતો. અમે એની તરફ ખેંચાઈ જતા. ત્યાં અમે આખો દિવસ રમતો રમતા અને તેમનો પર્ણરવ સાંભળતા. ઝરણાના કાંઠા પર એમની વચ્ચે અમે બેસતા, ખળખળ વહેતાં પાણીમાં પગને બોળી રાખતા.

પાણીની એ શાંતિ અને ઝાડનાં પાંદડાંમાંથી વહેતા પવનની માદકતા અમને કલ્પનાઓને ઝોલે ચડાવતી. અમને એ બધું બહુ જ ગમતું. આજે એની સ્મૃતિ પણ જીવંત બની મનને વિહ્વળ કરે છે.

સ્મરણોની કેવી વિચિત્રતા છે! દરેક સ્મૃતિ બે ગુણ તો અવશ્ય ધરાવે છે. મૌન એ એમનો સર્વવ્યાપી ગુણ છે. તેઓ ખરેખર મૌન ન હોય તોપણ મૌન લાગે છે. શાંત પ્રેતોની પેઠે સ્મરણો મારી સાથે વાતો કરે છે. એક શબ્દના પણ ઉચ્ચાર વિના, તદ્દન મૌન રહીને, ચેષ્ટાઓથી, ભાવપ્રદર્શનથી કેટલીયે વાર સુધી બોલ્યા કરે છે. અને એ એમના મૌનનો જ ભય છે કે જે મને મારી બાંયો ચડાવવા અને રાઈફલ તૈયાર રાખવા પ્રેરે છે; રખે હું ભાન ભૂલીને એ દિશાહીન અને તેજસ્માનમાં મારાં અંગોને આકર્ષાઈ જવા દઉં અને એની પાછળની મૌન શક્તિમાં વિલીન કરી દઉં.

સ્મરણો આટલાં બધાં નિઃશબ્દ હોય છે કારણ કે નિઃશબ્દતા અહીં અપ્રાપ્ત બની ગઈ છે. ફ્રંટ ઉપર નિઃશબ્દતાનું નામ સુદ્ધાં હોતું નથી અને એની કાળી છાયા એટલે દૂર સુધી પહોંચેલી છે કે અમે એની પાર જઈ શકીએ એમ નથી. દૂર દૂરનાં મોદીખાનાં અને વિરામસ્થાનો સુધી બોંબના ભેંકાર સૂર પહોંચેલા હોય છે. એ જ્યાં ન સંભળાતા હોય ત્યાં અમે કયારેય જવા પામ્યા નથી. પણ આ છેલ્લા બે દિવસ તો એણે અસહ્ય કરી દીધા છે.

સ્મરણો શાંતિથી ઊઠે છે અને શાંતિથી પસાર થઈ જાય છે. એટલે જ તો ઇચ્છાઓમાંથી જન્મતો વિષાદ, પથ્થર જેવો અગ્રાહ્ય વિષાદ, જાગતો નથી. એક વખતે ઇચ્છાઓ થતી પણ હવે ફરીને નથી થતી. એ ગઈ, એ હવે બીજી દુનિયાની થઈ ગઈ કે જેની સાથે અમારે હવે નિસ્બત નથી રહી. બેરેકોમાં હોઈએ છીએ ત્યારે એ પાગલના જેવું જોર કરીને સામે આવે છે, અહીં એનો અમારા ઉપર કંઈ હક્ક રહેતો હશે, એમની ઉપર અમારો પણ અધિકાર રહેતો હશે,

પણ છેવટ તો અમે એને અમારી બહાર જ રાખીએ છીએ. અમે જ્યારે પ્રભાતના ખીલતા રંગોમાં કે વેરાનની છાયામાં મેદાનમાં કૂચ કરવા નીકળતાં જે કૂચગીતો ગાઈએ છીએ તેમાં અમારી અંદર એનો જે કંઈ ક્ષુદ્ર અંશ રહ્યો હોય તે ભયાનક સ્વરૂપ ધારણ કરીને બહાર ફૂટી આવે છે.

પણ ખાઈઓમાં અમારી પાસે એપણાઓનો પડછાયો પણ ફરકી શકતો નથી. એને જાગવાનો લેશ પણ અવકાશ નથી. અમારું મૃત્યુ થઈ ચૂક્યું છે. તેઓ સુદૂર ક્ષિતિજ ઉપર ઊભા રહે છે–રહસ્યમય પ્રતિબિંબની પેઠે, પ્રેતની પેઠે, અમારો પીછો પકડ્યો હોય તેમ તેઓ ઊભા રહે છે. આશા વિના અમને એની ઉપર પ્રીતિ થાય છે, એનો ભય રહે છે. એમની શક્તિ અમાપ છે, અમારી એપણાઓની શક્તિ અમાપ છે – પણ અમે જાણીએ છીએ કે અમે તેને પહોંચી શકશું નહિ.

અમને એ યુવાનીના દિવસો પાછા મળે તોપણ અમે એને શું કરીએ એ કહેવું અમને મુશ્કેલ થઈ પડે. એ કૂણા કૂણા છાના ભાવો એક વાર ચાલ્યા ગયા પછી પાછા વળવા પણ મુશ્કેલ છે. અમે એની વચ્ચે રહી શકીએ, અમે એમના પ્રત્યે મમત્વ જગવી શકીએ, એમનાથી પ્રેરિત પણ થઈએ–પણ એ મૃતમિત્રની છબી જેવું જ લાગશે. આવી એની રેખાઓ હતી, આ એનો ચહેરો છે, અમે આવી રીતે સાથે રમ્યા હતા, એ સ્મરણોને આપણે જીવંત બનાવી શકીએ પણ – પણ મિત્ર ક્યાં?

આજે કેવળ પ્રવાસની પેઠે જ યુવાનીનાં એ દશ્યો જોતા જઈને અમારે આગળ ચાલ્યા જવાનું છે. કપરી વાસ્તવિકતાએ અમને જડ બનાવી દીધા છે, વેપારીની પેઠે અમે કેવળ માલને અને જલ્લાદની પેઠે અમે કેવળ જરૂરિયાતને જ જાણી શકીએ છીએ. અમારું એની અંદર અસ્તિત્વ હશે, પણ એમાં અમે જીવન જીવતા હઈશું?

બાળકના જેવા અમે નિર્લેપ છીએ અને વૃદ્ધના જેવા અનુભવી છીએ. અમે કર્કશ છીએ, આર્તપૂર્ણ છીએ, અસામાન્ય છીએ – મને લાગે છે કે અમે કંઈ નથી.

* * *

મારા હાથ ઠંડા લાગે છે અને શરીરે શીત વળે છે, છતાં રાત્રી તો ઉકળાટભરી છે. ધુમ્મસમાં ઠંડી છે. આ અગમ્ય ધુમ્મસ મેદાન પર મરેલાઓ ઉપર પથરાઈ રહે છે. અને એમનામાં રહ્યું સહ્યું જીવંતતત્વ ચૂસી લે છે. સવારે એ મુડદાંનો રંગ ઝાંખા અને લીલો કાચ બની ગયો હશે, એની અંદરનું લોહી ગઠ્ઠા બનીને કાળું બની ગયું હશે.

છત્રી-ગલૂનો હજી ઊડ્યા કરે છે અને પોતાનું કાતિલ તેજ પથરાળ ભૂમિ ઉપર ફેલાવે છે. વિચારોમાં મારું લોહી ભયથી પાણી થઈ ચામડીના ઉપલા પડ સુધી ધસી આવે છે. મારાં અંગો આગળી જવા માંડ છે. ઠંડ અને જીવન માટે તે તરફડે છે. એને આશ્વાસન જોઈએ છે, ખાટા ભરાવા નહિ જોઈએ. નિરાશાના નગ્ન ચિત્રને જોઈ એ ગભરાઈ ઊઠેલ છે.

ભાણું લેવાનાં ડબલાંઓ ખખડતાં હું સાંભળું છું અને મને ગરમ ગરમ ખાવાની પ્રબળ ઇચ્છા એકદમ થઈ આવે છે. એ મને સાંત્વના આપી શકશે. મહા તરફડાટ સાથે હું છૂટો થાઉં ત્યાં સુધી એ થોભી રહું છું.

પછી ભોંયરામાં પહોંચી જઈને જવનું એક માપ ઝડપું છું. ચરબીમાં એ પકવેલ છે, મોંમાં મૂકતાં શાંતિ અનુભવું છું. હળવે હળવે હું એ ખાઉં છું. મને નિરાંત વળે છે, જો કે બોંબમારો બંધ રહ્યો હોવાથી બીજાઓના ચહેરા પણ શાંત દેખાય છે.

* * *

દિવસો વીતતા જાય છે અને અકલ્પ્ય કલાકો એક પછી એક એમની ગતિએ આવતા જાય છે. આક્રમણો અને પ્રત્યાક્રમણો થતાં રહે છે અને ખાઈઓ અને ખાડાઓથી ભરેલા આ પ્રદેશમાં મુડદાંઓના ઢગ વધતા જાય છે. જેઓ બહુ દૂર નથી પડેલા હોતા એવા ઘવાયેલાઓને તો અમે ઉપાડી લાવી શકીએ છીએ, પણ કેટલાયને તો કોઈના લેવા આવ્યાની રાહ જ જોવી પડે છે, એમની મૃત્યુચીસો અમારા કાન ફાડી નાખે છે.

એક એવાને લાવવાને માટે બે દિવસ સુધી નિષ્ફળ પ્રયત્ન કરીએ છીએ. એ પેટ પર ઊંધો પડયો હશે અને પડખું ફરી શકતો નહિ હોય. અને માણસ ભોંયભર મોં રાખીને જ્યારે બોલે ત્યારે એના બોલની દિશા પારખવી અશક્ય જ હોય છે. અમે એની ચીસો કઈ તરફથી આવે છે તે જાણી શકતા નથી.

એને બહુ ખરાબ ઘા પડયા હશે. એવા સખત પણ નહિ કે જેથી શરીરનો એકદમ નિકાલ આવી જાય અને એવો હળવો પણ નહિ જેમાંથી ફરી બેઠા થવાની માણસને આશા રહે. કેટ ધારે છે કે એનું પેડું ફાટી ગયું હશે અથવા પાંસળી તૂટી ગઈ હશે. એની છાતીને ઈજા નહિ પહોંચી હોય, કારણ કે નહિતર આટલી ચીસો પાડવાની શક્તિ એનામાં ન હોત. આ સિવાય ક્યાંય બીજે જ ઘવાયો હોત તો એ શરીરને ગડથોલિયાં તો ખવરાવી જ શકત અને અવાજ પારખી શકાત.

ધીમે ધીમે એનો અવાજ ઘોઘરો બને છે. એ એવી જાતનો છે કે દરેક બાજુથી આવતો સંભળાય છે. પહેલી રાત્રે એને શોધી લાવવા માટે અમારામાંના કેટલાક જણ ત્રણ વાર રખડી આવે છે. પણ એમને લાગે કે એમણે અવાજની દિશા પકડી પાડી અને એ તરફ આગળ વધે ત્યાં જ એમને કોઈ બીજી જ તરફથી એ આવતો જણાય. સવાર સુધી એની શોધ ચાલે છે. દૂરબીન લઈને આખા

મેદાનના ધામેધામાને જોયું. બીજે દિવસે અવાજ કંઈક ક્ષીણ બન્યો. એનું કારણ એનાં હોઠ અને મોં સુકાઈ ગયાં હશે તે હશે.

અમારા ટુકડી—નાયક જે કોઈ એને શોધી લાવે તેને આવતી રજામાં ત્રણ દિવસનો વધારો આપવાનું વચન આપે છે. એ જબરી લાલચ છે, પણ એ લાલચ વિના પણ અમે અમારું બધું કરી છૂટીએ, એ ચીસો એટલી ભયાનક છે. કેટ અને ક્રોપ બપોરના તાપમાં પણ નીકળે છે, પરિણામે કેટ પોતાનો એક કાન કોઈ ગોળીથી વિંધાવી આવે છે. કંઈ પણ પ્રાપ્ત કર્યા વિના જ તેઓ પાછા આવે છે એ કહેવું જરૂરી નથી.

ચીસો પાડતાં એ શું બોલતો હશે તે સમજવું સહેલ છે. પ્રથમ એણે સહાયની બૂમો મારી હશે, પછી એને સંનિપાત થયો હશે, સંનિપાતમાં એ પોતાનાં સ્ત્રી—બાળકો સાથે વાતો કરતો હશે. 'એલિસ' એવું નામ પણ અમે સાંભળી શકયા હતા. આજે એ કેવળ રડે જ છે. સાંજ ટાણું થતાં અવાજ તૂટવા માંડે છે, પણ એ આખી રાત ચાલુ રહે છે. અમને એ આટલો સંભળાય છે, કારણ કે હવા અમારી તરફ વહે છે. સવાર પડે છે ત્યારે અમે માની લઈએ છીએ કે હવે એ અનંતતામાં મળી ગયો હશે. અચાનક હવાને થથરાવી દે એવી એક ચીસ આવે છે. એ છેલ્લી ચીસ!

તાપ સખત છે, એમાં મુડદાં દાટયા વિનાનાં પડયાં છે. બધાંને કેવી રીતે લાવી શકાય? એ બધાંની વ્યવસ્થા કરવી પણ મુશ્કેલ છે. ગોળો જ એમને દાટવાનું કામ કરી લેશે. અનેકનાં પેટ ફુગ્ગા જેવાં ફૂલી ગયાં છે. એમની અંદર ભરાઈ ગયેલો ગેસ અવાજો કરે છે.

આકાશ નિરભ્ર અને ભૂરું છે. સાંજે એ સુકકું બની જાય છે. પૃથ્વી પરથી ગરમી ઊંચે ચડે છે. પવન જ્યારે અમારા તરફની દિશાનો બને છે ત્યારે એની સાથે લોહીની ભારે અને મીઠી ગંધ

લેતો આવે છે. મૃત્યુ જેવી આ ગંધ સાથે ક્લોરોફોર્મની અને ખંડિયેરની વાસ આવે છે. નાકમાં એ ચળ ઉત્પન્ન કરે છે.

* * *

રાત્રીઓ શાંત બને છે અને તૂટી ગયેલ ફ્રેંચ બલૂનોની છત્રીઓના રેશમી કકડા અને તાંબાના કમરપટ્ટાની ખોળંખોળા શરૂ થાય છે. તાંબાના કમરપટ્ટા પાછળ શા માટે હેરાન થઈએ છીએ એ અમે કહી શકતા નથી. મગજમાં બસ ભરાઈ ગયું કે એ બહુ કીમતી છે. કેટલાક તો એ એટલી બધી સંખ્યામાં ભેળા કરે છે કે પાછા ફરતાં એના ભારથી તેઓ વાંકા વળી જતા હોય છે.

પણ છત્રીના રેશમી કકડાઓનો વ્યવહારુ ઉપયોગ સમજાય છે, ત્રણ ચાર કકડા ભેગા કરવાથી તેમાંથી એક સરસ બદન બની રહે. ક્રોપ અને હું તો એને હાથ-રૂમાલ તરીકે જ વાપરીએ છીએ. કેટલાક વળી પોતાને ઘેર એ મોકલાવી દે છે. પણ ઓહ! ઘેર સ્ત્રીઓ જાણે કે એ કકડા કેવા જોખમે મેળવેલા છે તો તેઓએ જોઈને ડરી જ જાય.

એક દિવસે સવારમાં ખાઈની અંદર અમારી સામે બે પતંગિયાંને રમત કરતાં અમે જોઈએ છીએ. ગંધકના રંગની પીળી પાંખો ઉપર લાલ ટપકાં શોભે છે. એ શેને માટે આવ્યાં હશે? અહીં માઈલો સુધી એક પણ છોડવો કે એક પણ ફૂલ નથી. એક મૂંડના દાંત ઉપર બંને બેસે છે. પક્ષીઓ પણ બેપરવા બની ગયાં છે. તેઓ પણ યુદ્ધથી ટેવાઈ ગયાં છે. રોજ સવારે ચંડૂલ કોઈ પરીના દેશથી ઊતરી આવે છે. એક વર્ષ પહેલાં અમે એને માળો નાખતાં જોયેલાં, આજે તો બચ્ચાં મોટાં થઈ ગયાં છે. ઉંદરોએ તો આને પોતાનો પિતૃદેશ જ બનાવ્યો છે, અહીં તેઓ પ્રફુલ્લે છે. રાત્રે શત્રુપક્ષની હરોળો પાછળ થતા ગડગડાટો સાંભળીએ છીએ. દિવસે બોંબમારો સામાન્ય રહે છે એટલે ખાઈઓને સમા-

રવાનો અમને વખત મળે છે. અમારે આનંદ કરવા જેવું અહીં ઘણું છે. વિમાનીઓ એ કામ સંભાળે છે. અમને જોવા મળે તે માટે નાની કેટલી યે ઝપાઝપીઓ હમેશાં ચાલુ જ રહે છે.

લડાયક વિમાનો અમને બહુ હેરાન કરતાં નથી પણ નિરીક્ષક વિમાનો તો જાણે પ્રેતનો પડછાયો હોય તેમ અમને ડરાવે છે. એ અમારી ઉપર તોપખાનું ઘસડી લાવે છે. થોડી જ મિનિટો બાદ એ દેખાવા માંડે છે, એમાંથી મોટા અગ્નિગોળા છૂટે છે. એક જ દિવસમાં અમારામાંના અગિયાર જણા એમાં ભરખાઈ જાય છે. એમાંના પાંચ હતા ડાળી ઉપાડનારા. બે જણાનાં શરીરોના એવા ચૂરચા થઈ ગયા છે કે જેડન કહે છે તેમ તેને ચમચે ચમચે લઈને એક નાના ડબ્બામાં ભરી લઈ શકાય. ત્રીજાનાં ધડ–માથું રહી ગયાં છે અને ટાંટિયાનો પત્તો નથી. એક જણો જોરથી ફેંકાઈને ખાઈની ભીંતમાં જ ચોંટી ગયો છે, એનામાં જીવ નથી રહ્યો પણ એના મોંમાં રહી ગયેલી સિગારેટ હજી સળગતી જ છે. હોઠ વચ્ચે જ એ આખરે ઠરી જાય છે. ત્રણને અમે એક જ ઠેકાણે, બે જણ વચ્ચે માટીનો થર પાથરીને ઉપરાઉપર દાટી દઈએ છીએ.

*　　　*　　　*

**અ**ચાનક ફરીને સંહારનૃત્ય નીચે હવા દબાવા માંડે છે, ફરી અમે કાળા ભાવિનું ચિત્ર આંકતા તંગ થઈને બેઠા થઈ જઈએ છીએ.

આક્રમણ, પ્રત્યાક્રમણ, ધસારો, પીછેહઠ આ જ શબ્દો. આ શબ્દો શું બતાવે છે? માણસોની અમે જબરી ખુવારી સહન કરી છે, મોટો ભાગ નવા ભરતી થયેલાઓનો છે. અમારા પરગણામાં નવા જથ્થાઓ ઉતારવામાં આવ્યા છે. નવી જ ટુકડીમાંના એ લોકો છે, તાજા જ તૈયાર થયેલા જુવાનિયા છે. ખરી રીતે એમને તૈયાર થયેલા જ ન કહેવાય–માત્ર સિદ્ધાંતો જ તેઓ જાણે છે. હાથ–બોંબ

શું છે તે તેઓ જાણે છે. જે ખૂબ જ આવશ્યક કહેવાય તે દૃષ્ટિ જ એમની પાસે નથી.

અમારે નવા જથ્થાઓ જોઈએ તો છે, જો પણ આ તાજા સિપાહીઓ તો ઊલટા અડચણરૂપ છે. કાળ જેવી આ લડાઈના મેદાન ઉપર તેઓ માખીઓની પેઠે ટપોટપ નીચે પડે છે. આધુનિક યૂદ્ધની લડાઈમાં મામલાની સમજ અને અનુભવ જોઈએ છે. ભૂમિરચના એને પોતાની લાગવી જોઈએ, અવાજને તો કાન ક્યારનાય સોંપી દીધેલા હોવા જોઈએ, ગોળા કેવો છે, તે ક્યાં પડશે, કેવી રીતે ફૂટશે, તેનાથી કેમ બચવું, એની એને અગાઉથી ખબર પડી જવી જોઈએ.

આ નવતરો એમાંનું કશું જ જાણતા નથી હોતા. તેઓ મોટા ધડાકાને નજીકના ધડાકાઓથી જુદા સમજી શકતા નથી. એ જ કારણે તેઓ મોતના મોંમાં જઈ પડે છે. દૂર પાછલી હરોળમાં કોલસાની ગાડીઓના અવાજને સાંભળવા રહે છે અને નજીકમાં ગગડતા ગોળાના ધીમો અવાજ એમના ધ્યાનમાં આવી શકતો નથી એટલા જ કારણસર તેમના ફુરચા થઈ જાય છે, સમય આવ્યે વીખરાઈ જવાને બદલે તેઓ ટોળે મળી જાય છે, ઘાયલ હોય છે તેઓ પણ વિમાનીઓને હાથે સસલાંની પેઠે રેંસાઈ જાય છે.

એમના સફેદ પૂણી જેવા ચહેરા અને હાથની વળી ગયેલી મૂઠીઓ, ક્ષણિક આવેશમાં બતાવાઈ ગયેલી હિંમત, કેવળ જુસ્સામાં જ આવીને હિંમતથી તેઓ જે મરણિયા હલ્લો કરતા હોય છે, જેની એમને કલ્પના સુદ્ધાં પણ ન હોય તેવા બનાવો વચ્ચે આવી પડતાં બૂમ પણ પાડી ન શકતા હોય તે વખતની એમની સ્થિતિ અને પછી જખમાઈને નીચે પડયા હોય છે ત્યારે ભાંગી ગયેલી પાંસળીઓ, ફાટી રહેલાં મોં અને લોચો વળી ગયેલ શરીર જોઈને કંપી જવાય છે. મોતના તરફડાટમાં હાથ પગ લાંબાટૂંકા કરતા

હોય પણ કોઈને નજીક આવતા જુએ એટલે સ્થિર બની જાય. એમનાં શબોને જોતાં મૃત બાળકનું ભયાનક અવ્યકતવ્ય એમના ભોળા ચહેરા પર સૂતું હોય છે. તેઓ કેમ દુશ્મનો ઉપર જાય છે, કેમ દોડે છે અને કેમ પડે છે એ જોતાં ગળે ડૂમો બાઝી જાય છે. તેઓ એટલા તો જ્ઞાનશૂન્ય છે કે તેમને ગમે ત્યાં તગડી શકાય, બાવડું ઝાલીને એમને જ્યાં તેમનો જરા યે ખપ ન હોય ત્યાં મૂકી આવી શકાય. એમણે ગણવેશ પહેર્યો છે પણ તે ધગ્ગા જેવો લાગે છે; કોટ ખભા ઉપરથી નીચે લબડતા હોય, બૂટમાં પગ નાખ્યા પછી પણ શેર ધૂળ સમાવી શકાય. એમના એટલાં નાનાં શરીરો માટે પોશાક તૈયાર કરવાનું ધારવામાં જ નહિ આવ્યું હોય.

પાંચ અને દસ 'છોકરડાઓ' વચ્ચે એક એક 'જૂનો' આવે, એવી રીતે તેઓ મરે છે.

એક ઓચિંતો ગેસનો હુમલો આવે એટલે જથ્થાબંધ સંખ્યામાં તેઓ પડે. એમને હજી સમજ જ પડી નથી કે શું કરવું. એક આખું ભોંયરું અમે એમનાથી ભરાઈ ગયેલું જોયું. એમના જંગલી ચહેરા અને કાળા હોઠ કમકમાં ઉપજાવે છે. એમને ખબર નથી હોતી કે ખાડાઓમાં ગેસ વધુ સમય રહેતો હોય છે, એટલે ઉપર બીજાઓને તોબડા (Gas–masks) કાઢી નાખતા જુએ એટલે તેઓ પણ કાઢી નાખે. પરિણામે તેઓ એટલો બધો ગેસ ગળી જાય છે કે ફેફસાંને તે સહેલાઈથી બાળી ખાય છે. પછી ઉગાર રહેતો નથી, સખત મૂંઝારો અને બળતરા ભોગવતા તેઓ મૃત્યુ પામે છે.

ખાઈમાં એક ઠેકાણે હિમેલ્સ્ટોસ અમને ભટકાઈ પડે છે. એક જ ભોંયરામાં અમે ગાપચી મારી ગયા છીએ. અદ્ધર શ્વાસે અમે એક બીજાનાં પડખાંમાં ભરાઈને ઊભા રહી આક્રમણની રાહ જોઈએ છીએ.

પાછા તરત બહાર દોડી આવીએ છીએ, હું ખૂબ આવેગમાં હતો છતાં મને યાદ આવી જાય છે–'હિમેલ્સ્ટોસ ક્યાં?' ફરીથી હું

ચરામાં કૂદી પડું છું, એને નાનો સરખો એક ચરકો પગમાં ા હતો એ બહાને એ ત્યાં ભરાઈ રહ્યો છે. અહીં તો એને ચારાને આ બધો નવો અનુભવ છે, પણ જ્યારે 'છોકરડાઓ' ાર મરતા હોય છે ત્યારે એ અહીં ભરાઈ રહે તે વિચારે મારું ાજ ફાટી ગયું.

હું ભભૂકી ઊઠયો, "બહાર નીકળ!"

એના હોઠ ધ્રૂજતા હતા, એ ઊભો રહ્યો.

"બહાર–" હું ફરીને બોલ્યો.

એ પોતાનો પગ મને બતાવે છે અને પાછળ ખસી દીવાલ- ઃ થાય છે.

હું એને બાવડેથી પકડી ખચકાવું છું, એ બરાડી ઊઠે છે.

"નામર્દ!" મારી ચીડની હદ આવે છે. ગરદનથી પકડી ને હું હલબલાવી નાખું છું.

"બહાર નીકળવું છે કે નહિ? બૅરેકમાં અમને તો બહુ તાલીમ ાપતો હતો, કુત્તા!"

એની આંખોમાં દયાની યાચના તરવરે છે. પહેલાં એનું માથું ાલ સાથે અફાળી એને એકદમ આગળ ખેંચું છું અને વાંસામાં ત મારીને ભોંયરાના પ્રવેશમાર્ગ તરફ ધકેલું છું અને પછી આગળથી ઊંચો કરી ભોંયરાની બહાર ફેંકું છું.

અમારા હુમલાનું બીજું મોજું આવે છે. એની સાથે એક ાક હતો. બૂમ મારે છે; "સાથે થઈ જાઓ, આવો, જલદી વો." જે હું નહોતો કરી શકયો તે હુકમના આ એક અવાજે ં. હિમેલ્સ્ટોસ ઝપ સરખો ઊભો થઈ ચાલવા લાગે છે.

હું એની પાછળ રહું છું અને તે પેલાઓની સાથે થઈ ય તે જોઈ રહું છું. હિમેલ્સ્ટોસ કવાયતના મેદાન પર જે હતો

તે જ ફરી દેખાવા લાગે છે અને નાયક કરતાં પણ વધુ જુસ્સો બતાવે છે.

ખોંગવર્પી, કિલ્લો, પડદા–બાર, ભોંયરાં, ગેસ, હથિયાર–ગાડીઓ મશીનગનો, હાથબોંબો – શબ્દો, શબ્દો ! ઓહ, આ જ શબ્દોમાં જગતની તમામ ભયંકરતા સમાઈ જાય છે !

અમારા ચહેરાઓ ભાવશૂન્ય બની ગયા છે, અમારા વિચારો સ્થંભી ગયા છે, મોત પણ અમને સાંભરતું નથી. હુમલો આવે છે ત્યારે ગડદા મારી મારીને માણસોને ઊભા કરવા પડે છે અને સાથે લઈએ છીએ. આંખો બળતી હોય છે, અંગો ભાંગતાં હોય છે, ઘૂંટણ ફૂટતા હોય છે, કોણીનાં હાડકાં મરી ગયાં હોય છે, પણ એક ક્રિયા તો કરવાની જ હોય છે–દોડો, ભાગો, નાસો.

કેટલો વખત થયો છે ? અઠવાડિયાં–મહિના–વર્ષો ? ના, માત્ર દિવસો. મૃત્યુનું સ્વરૂપ ધરી કાળને વીતતો જોઈએ છીએ. અમે ખાતા નથી પણ ગળચીએ છીએ, એ જ ભાવે કે જે ભાવે અમે દોડીએ છીએ, ગોળીઓ છોડીએ છીએ, બોંબો ફેંકીએ છીએ, મારીએ છીએ અને મરીએ છીએ. અમારામાં કંઈ જ રહ્યું નથી. અમને આશ્વાસન આપનાર એક જ વસ્તુ છે – અમારા કરતાં પણ ઓછા તાકાતવાળા લોકો પણ છે, હજી એવા લોકો છે કે જેઓ અમે મૃત્યુજીત દેવો હોઈએ તેવી રીતે અમારી તરફ જોઈ રહે છે.

થોડાક આરામમાં અમે એમને શીખવી દઈએ છીએ, “ જુઓ, જુઓ છો પેલો ગડદિયો ? એ પણ બોંબ છે. નીચા નમી જાઓ, એ સીધો ઉપરથી વહ્યો જશે. આ તરફ આવી પડે તો એકદમ દોડવા માંડવું. દોડી ગયે એનાથી બચી શકાય છે. ”

અમે એમના કાનને નજીકના બોંબના દૂરથી આવતા હોય તેવા આછા અવાજથી ટેવાવીએ છીએ. એમને સમજ પાડીએ છીએ. પોતાના મોટા અવાજથી અગાઉથી જાહેર કરી દેતા ભયંકર બોંબો

કરતાં આ સામાન્ય પણ અવાજ ન કરતા બૉંબો વધુ ભયંકર છે. વિમાનોથી કેમ બચવું એ પણ અમે તેમને બતાવીએ છીએ. હાથ-બૉંબોને ફેંકવાનો યોગ્ય સમય કયો કે તેની ગતિ નિશાનની ગતિ સાથે મેળ ખાય તેનું પણ અમે શિક્ષણ આપીએ છીએ. બૉંબ પડતાં આછી ધુમાડી દેખાય કે વીજળીની પેરે ભોંયરામાં કૂદી પડવું. થોડા બૉંબથી મોટી ખાઈને કેમ ઉડાડી દેવી, આપણા અને શત્રુના બૉંબોના ધુમાડાનો પ્રદેશ કેમ સરખાવવો, ગૅસ-બૉંબનો અવાજ કેમ પરખાય — એવી એવી કેટલી યે બાબતો અમે એમને બતાવીએ છીએ કે જેથી તેઓ વિના મોતે મોત માગી ન લે.

એ બિચારા ડાચાં કાઢીને સાંભળી રહે છે, પણ એ પ્રમાણે વર્તવાનો સમય આવે છે ત્યારે બધું ભૂલી જાય છે.

હેઈ વેસ્થસ વાંસામાં ઊંડા જખમ સાથે ઘસડાતો આવે છે. એમાંથી ફેફસાં બહાર ધસી આવવું હોય તેમ જોરથી ચીસો છે. હું માત્ર એના હાથ જ દબાવી શકું છું. 'પૉલ — ' હું બોલું છું. એ વેદનાથી પોતાનું કાંડું કરડવા લાગે છે.

ખોપરી ચિરાઈ ગઈ હોય એવા માણસોને અમે જીવતા જોઈએ છીએ. પગ કપાયેલા સિપાહીઓને પોતાના સાથળ ઉપર દોડતા અમે જોઈએ છીએ. એક સિપાહી પગ ભાંગી ગયા પછી પાછળ ભાંગેલા ઘૂંટણ ઘસડતો, હાથ ઉપર, દોઢ માઈલ દોડી ગયો હતો. એક બીજો વળી પેટમાંથી નીકળી ગયેલાં આંતરડાંઓને હાથમાં પકડીને ઇસ્પિતાલ સુધી ચાલ્યો ગયો હતો. અમે સિપાહીઓને જોઈએ છીએ કે જેમાંના કોઈનાં જડબાં, તો કોઈનાં લમણા, કોઈનું અંગ તો કોઈનું બીજું એમ અંગો છેદાયેલાં છે.

સૂરજ ડૂબે છે, રાત આવે છે, તીક્ષ્ણ બૉંબો સીસકારી બોલાવે છે અને જીવન અસ્ત પામે છે.

તોપણ પેલી ધરતી, એ ધરતી કે જેના ઉપર અમે પડ્યા

રહીએ છીએ તે ધરતી ક્ષતવિક્ષત પણ જીવતી છે. દુશ્મનોના સખત હુમલાઓ પછી પણ અમે લડયા તો છીએ—સો એક વાર જ, પણ એ દરેક વારને અંતરે એક માણસ તો મૃત્યુ પામેલો મળે જ.

* * *

અમને છોડવવામાં આવે છે. ઉપર અમે શૂન્યમનસ્ક ઊભા છીએ, નીચે પૈડાં ધડખડ ગબડયે જાય છે. બૂમ આવે છે 'નાગ-સાવધાન' ત્યારે અમે ઘૂંટણ નમાવી દઈએ છીએ. આવ્યા ત્યારે ઉનાળો હતો, ઝાડપાન લીલાં હતાં. આજ પાનખર બેસી ગઈ છે. રાત્રી ધૂસર છે, ભેજવાળી છે. લારીઓ ઊભી રહે છે, અમે નીચે ઊતરી જઈએ છીએ.

નામો બોલાય છે. ટુકડીઓને જુદી પાડવામાં આવે છે. કેટલી નાની નાની ટુકડીઓ બની ગઈ છે! અને જે રહ્યા છે તેઓ પણ કેવી ખરાબ દશામાં છે?

અમારી ટુકડીના સિપાહીઓનાં નામો બોલાય છે. હું અવાજ ઓળખી ગયો. અમારી ટુકડીનો નાયક નામ બોલતો હતો. એનો હાથ ઝોળીમાં હતો. નામ બોલાય છે. અમે એની બાજુમાં જઈને ઊભા રહીએ છીએ. કેટ અને આલ્બર્ટને હું ઓળખી જઉં છું, હું એની બાજુમાં જગ્યા લઈ લઉં છું, ખભેખભા અડાડીને અમે ઉભા રહીએ છીએ. નામો બહુ વાર સુધી બોલાય છે. ઘણાં નામો તો એકવાર પોકારાય છે, જ્યારે એ નામવાળો આગળ નથી જ આવતો ત્યારે બીજું નામ બોલાય છે.

"બીજી ટુકડી, આ બાજુ!" અમારી ટુકડી હુકમ પ્રમાણેની બાજુ ઉપર ખસે છે. "બસ આટલા જ?"

નાયકના ચહેરા પર શોક છવાઈ જાય છે.

"નંબર—" ગણતરી માટે એ નંબર બોલવાનો હુકમ કરે છે.

સવાર ધૂસર હતું. આવ્યા ત્યારે તો હજી ઉનાળો જ હતો, ત્યારે અમે દોઢસો જણા હતા. અત્યારે અમે જાણીને ફરી જઈએ છીએ, પાનખર જ બેઠી છે, ઝાડનાં પાંદડાંમાં ખડખડાટ થાય છે અને તેમની વચ્ચે નંબર બોલવાનો અમારો અવાજ લથડાતો જાય છે: 'એક–બે–ત્રણ–ચાર' બત્રીસ સુધી બોલાઈને અટકી જાય છે. ગંભીર શાંતિ લાંબી ક્ષણો સુધી પથરાઈ રહે છે અને પછી ગળું ખંખારીને નાયક અવાજ કાઢે છે; "આગળ કોઈ?" જવાબ માટે એ થોડી વાર શાંત રહે છે પણ જવાબ મળતો નથી. એટલે બીજો હુકમ કરે છે, "ચાર – ચારમાં–" એને ગળે ડૂમો બાઝી જાય છે, માંડ એ આગળ બોલી શકે છે –"બીજી ટુકડી–" એનાથી બોલાતું નથી. જોર કરીને એ બોલે છે. "બીજી ટુકડી, કૂચ કદમ."

એક નાનકડી હાર સવારના ધુમ્મસને વીંધી આગળ ચાલે છે. બત્રીસ માણસો!



૭

સામાન્ય કરતાં અમને પુનર્રચના કરવાને વધારે દૂરના પડાવ ઉપર લઈ જવામાં આવે છે. અમારી ટુકડીમાં એક સો કરતાં વધુ સિપાહીઓ વધારે મૂકવાની જરૂર હતી.

ફરજ ઉપર નથી હોતા ત્યારે અમે ગમે ત્યાં રખડીએ છીએ. બે દિવસ પછી હિમેલ્સ્ટોસ પણ અમારી અંદર આવે છે. ખાઈના અનુભવ પછી તેનું આગલું સ્વરૂપ બદલી ગયું છે. એ અમારી જોડે સારાસારી રાખવા ચ્હાય છે, મને એ ગમ્યું, કારણ કે હેઈ વેસ્થસ ઘાયલ થયેલો ત્યારે મેં જોયેલું કે એ એને કેવી રીતે જાતે ઉપાડી લાવેલો. પણ જેડન જ એના તરફ હજી કતરાય છે. પણ એ ય આખરે જિતાઈ જાય છે. હિમેલ્સ્ટોસ હમણાં હંગામી 'રસોડા-ધિપતિ' બન્યો છે. ખાસ જેડનને માટે બે રતલ જેટલી ખાંડ અને અર્ધો રતલ જેટલું માખણ એ એક વખત લાવ્યો હતો. બટેટાં ખમણવાને બહાને એ અમને રસોડામાં ઘુસાડી દે છે અને અમલ-દારની મોજો કરાવે છે. એટલે પછી જેડન તેનાથી અતડો કેટલો વખત રહી શકે?

આમ હમણાં અમે બે વસ્તુ—આરામ અને સારો ખોરાક માણી રહ્યા છીએ કે જે લડનારા સિપાહીને અત્યાવશ્યક છે; માણસ આ

વસ્તુઓનો વિચાર કરે તો તેની ક્ષુદ્રતા ઉપર એને હસવું આવે. અમે પોતે પણ થોડાં વર્ષ પહેલાં એની વાત સુદ્ધાંથી સુગાતા હોત, પણ યુદ્ધનું મેદાન એ જુદી જ દુનિયા છે. માણસ પરિસ્થિતિમાં જે રીતે ટેવાય છે તે રીતે તેની તેના ઉપર અસર પડે છે.

આ રીતે અમે યુદ્ધના મોખરાથી પણ ટેવાઈ ગયા છીએ. કાલે અમે વરસતા અગ્નિ નીચે હતા એ વાત પણ આજે યાદ નથી. આજે અમે આસપાસ ગામડાંઓ શોધતા રખડીએ છીએ તે આવતી કાલે ખાઈઓમાં જશું એટલે ભૂલી જઈશું. શું ખરેખર અમે કાલને ભૂલી જઈએ છીએ ? ના. પણ આજે અહીં ખેતરોમાં રખડીએ છીએ ત્યારે કાલના ભયાનક પ્રસંગો પાણીમાં પથ્થર બેસી જાય તેમ અંતરમાં ઊંડા ઉતરી જાય છે. એટલે એ હતા તે અમારા ખ્યાલમાં નથી આવતું. જો એમ ન બનતું હોત તો અમે ક્યારના ય ખલાસ થઈ ગયા હોત. મેં એક સિદ્ધાંત એ પરથી તારવી કાઢ્યો છે કે વેદના ત્યારે જ સહન થઈ શકે કે જ્યારે માણસ એની અંદર ડૂબકી મારી દે. માણસ વેદનાનો વિચાર કરે તો જ વેદના તેને મારી નાખી શકે. જેમ મોખરા પર જઈએ ત્યારે પશુ બનીએ છીએ તો જ તેની સોંસરા સલામત નીકળી શકીએ છીએ, તેમ જ આરામના વખતમાં પણ બેપરવા બન્યે જ આરામ ભોગવી શકીએ, એ સિવાય બીજું કશું થઈ જ શકે નહિ. એ અત્યંત આવશ્યક છે. કોઈ પણ હિસાબે અમે જીવવા માગીએ છીએ. એટલે, શાંતિકાળમાં જે લાગણીઓ ઉપર કદાચ શણગાર રચવામાં આવે તે લાગણીઓ અહીં બિલકુલ અસ્થાને છે. કેમેરિક ગયો. હેઈ વેસ્થસ જવા બેઠો છે, હાન્સ ક્રેમરના શરીરના ટુકડે ટુકડા થઈ ગયા અને તે બધા દફનાયા પણ નહિ, માર્ટેન્સના પગ ઊડી ગયા, મીયર ખલાસ થયો, મેક્સ પણ ખલાસ થયો, બીયર, હીમરલીંગ અને એવા તો સવાસો જણ ઊડી ગયા, બહુ ખરાબ થયું, પણ હવે આજે એ મરેલાઓને અમારે જીવતાઓએ યાદ કરવાનું કંઈ કારણ ? એમને બચાવી

શકવાની સ્થિતિમાં અમે હોત તો અમે બતાવ્યું હોત કે એમની અમને કેટલી કિંમત હતી? ગોળીથી જાતે વીંધાઈ જવાની પણ અમે દરકાર ન કરી હોત. પણ આજે – આજે તો તેઓ નથી જ રહ્યા. ત્યારે એમને યાદ કરીને અમારે શું કરવું?

એ ગયા—શાંતિ જ પામ્યા. અને કોને ખબર છે. અમારે માટે પાછળ શું રહ્યું છે? જે હો તે, અત્યારે અમે એ યાદ કરતા નથી. અમે તો ખાઈએ છીએ, રમડીએ છીએ, ઊંઘીએ છીએ. જીવવા મળે એટલું જીવી લઈએ છીએ. જિંદગી લાંબી નથી.

* *

લડાઈ તરફ પીઠ ફેરવી કે અમે લડાઈની મજાક ઉડાવીએ છીએ, નહિતર તો અમે પાગલ બની જઈએ. અમે એની મજાક ઉડાવવા જેવી સમજીને તો અમારું જીવન ટકાવી રાખીએ છીએ.

પણ તો ય અમે ભૂલી જતા નથી. લડાઈના સમાચારોમાં છપાય છે, સૈનિકો મોખરા પર જતાં કેવાં નાચગાન કરે છે! તેઓ કેવા આનંદમાં રહે છે! પણ એ બધું બેવકૂફીભર્યું છે. અમે નાચગાન, આનંદમાં હોઈએ છીએ માટે નથી કરતા, પણ આનંદમાં ન હોઈએ તો અમે ત્યાં જ મરી જઈએ. પણ એ ય કંઈ લાંબો વખત ચાલતું નથી. જેમ મહિનાઓ વીતતા જાય છે તેમ અમારો આનંદ વધુ કડવો બનતો જાય છે.

અને હું એ જાણું છું: એ બધી વસ્તુ કે હમણાં, જ્યારે લડાઈમાં છીએ ત્યારે, તે પથ્થરની પેઠે અમારી અંદર ડૂબી જાય છે, અને લડાઈ ફરી એને જગાડશે ત્યારે જીવન અને મૃત્યુની વિભિન્નતા શરૂ થશે.

દિવસો, અઠવાડિયાંઓ અને વર્ષો ફરીને આવશે કે જ્યારે મરી ગયેલા અમારા મિત્રો ફરીથી બેઠા થઈને અમારી સાથે કદમ મિલાવશે. અમારાં મગજ ચોખ્ખાં બનશે અને અમારી સામે કોઈ હેતુ હશે.

અને એવી રીતે અમે કૂચ કરીશું, મૃત્યુ પામેલા મિત્રો અમારી બાજુમાં ચાલતા હશે, યુદ્ધ–મોખરાનાં વર્ષો અમારી પાછળ હશે–કોની સામે, કોની સામે કૂચ?

* * *

કેટલાક સમય પહેલાં અહીં એક થિયેટર હતું. ભીંતો ઉપર જાહેરખબરનાં પાનિયાં હજી ચોટાડેલાં દેખાય છે. એકમાં એક ચિત્ર હતું. એક સ્ત્રી હતી, એક પુરુષ હતો. પુરુષ? છીઃ, અમે સ્ત્રી સામે જોઈ રહીએ છીએ. એ ખૂબ સુંદર લાગતી હતી. અમે એ ભૂલી જ ગયા હતા કે સ્ત્રી–પ્રેમિકા જેવું પ્રાણી દુનિયામાં અસ્તિત્વ ધરાવે છે. અમારી આંખો જુએ છે તે જ તે ખરેખર આકૃતિ છે તે અમે માની શકતા નથી. અમે એ ચોજ કેટલાં વર્ષોથી જોઈ નથી, એમાંથી મળતું સુખ, સૌંદર્ય અને સંતાપ કેવાં હોય તેની અમને કલ્પના આવતી નથી. અમો એને કેવી રીતે વર્ણવીએ! અમારી આંખો એને પી રહી છે.

"આહા! એની કૂણી કૂણી મોજડીઓ તો જુઓ! પણ એ મોજડી પહેરીને એનાથી બહુ કૂચ ન કરી શકાય." હું રસમાં આવીને બોલ્યો.

"ગંદો છે, સાવ. અહીં પણ કૂચ?" ક્રોપ મને ધબ્બો મારીને કહે છે.

પછી અમે બહુ બહુ વિચારો કરી નાખીએ છીએ. અમારો પડાવ એક નાળાને કાંઠે છે. સામે કાંઠે નાનું ગામ છે, ગામમાં કોઈ વસ્તી રહી હોય તેવું નથી લાગતું. માત્ર ત્રણ છોકરીઓ પાણી–કાંઠે અવારનવાર જોવામાં આવે છે. અમને એનો ખ્યાલ આવે છે.

એ રાત્રે વહેતા નાળાને પાર કરી ચોરીછૂપીથી ત્યાં જઈ આવીએ છીએ.

* * *

ઑર્ડરલી-રૂમનું મને તેડું થયું છે. નાયક મને રજાનું એક પત્તું આપે છે, સાથે પ્રવાસ માટેનો પાસ છે. એ સ્મિત કરીને મારો સફળ પ્રવાસ ઇચ્છે છે. કેટલા દિવસની રજા છે તે જોવા હું પત્તામાં નજર ફેરવું છું. સત્તર દિવસ – ચૌદ રજાના અને ત્રણ પ્રવાસના. બહુ ઓછા દિવસો. 'પ્રવાસના પાંચ દિવસ ન આપે?' હું પૂછું છું. બર્ટીન્ક મારા પાસમાંની એક લીટી ઉપર આંગળી મૂકીને બતાવે છે કે રજા પછી તરત મારે મોખરા ઉપર જવાનું નથી. રજા પૂરી થયા પછી ડુંગરાળ પ્રદેશમાં લડવાની તાલીમ માટે મારે છાવણીમાં રહેવાનું છે.

બીજાઓને મારી ઇર્ષા આવે છે. કેટ મને સમજાવે છે, મારે બીજું કામ મેળવવા પ્રયત્ન કરવો. "તારામાં ચપળતા હશે તો તને કોઈ ખસેડી નહિ શકે."

વધુ આઠ દિવસ હું અહીં રોકાઈ જાઉં એવું અહીં સરસ હતું.

સ્વાભાવિક રીતે જ છૂટા પડતાં છેલ્લે અમે સાથે આનંદ કરી લેવાનું મન કરીએ જ. અમે પીણું મેળવી લીધું હતું. છ અઠવાડિયાં માટે હું છૂટો પડતો હતો. એ કંઈ ખરાબ નહોતું પણ કોણ કહી શકે કે એટલા વખતમાં શું નહિ બનવાનું? આ મિત્રો ફરીને મળશે? હૈય અને કેમેરિક ગયા, કોનો વારો આવશે બીજો?

વિચાર કરતાં હું એક એકનું મોં જોવા માંડું છું. આલ્બર્ટ –હમેશનો ખુશમિજાજી, અત્યારે પણ ખુશમિજાજ છે; સામે બેઠો છે કેટ, મૌન છે. ક્રુલર હસે છે અને હસાવે છે; જેડન ઉંદરડા જેવી આંખો ફેરવે છે; ડિયર, ચાળીસ વર્ષની એની ઉમર થઈ, દાઢી પણ ઠીક વધી છે.

ધુમાડાનાં ગૂંચળાં અમારી ઉપર છવાઈ ગયાં છે. તમાકુ ન હોય તો સિપાહીની શી દશા હોય? પગ લાંબા કરી સૌ મોંમાંથી ધુમાડા કાઢે છે.

બીજે દિવસે સવારે 'ચાંચડ–વિચ્છેદ' મેળવ્યા પછી રેલવે–મથકે હું જઉં છું. કેટ અને આલ્બર્ટ વળાવવા આવે છે. મથક પર આવ્યા પછી જાણવા પામીએ છીએ કે ટ્રેનને છૂટવાને બે કલાકની વાર છે. બંનેને ફરજ ઉપર પાછા ચડવાનું છે એટલે તેઓ રજા લે છે:

" ખુશરો ', કેટ; ખુશ રો' આલ્બર્ટ. "

" ખુશ રો.' "

બંને જાય છે, જતાં જતાં બે વાર પાછું વળી જોઈને હાથ ઊંચા કરે છે. તેઓ જાય છે. એમની આકૃતિ ઝાંખી બને છે. પણ એમની ચાલના પ્રત્યેક અંગને હું ઓળખું છું, એટલે દૂર દૂરથી પણ એમને હું ઓળખી લઉં છું. પછી તદ્દન અદૃશ્ય બની જાય છે. હું મારા બિસ્તર પર બેસી જાઉં છું.

પણ થવા લાગે છે કે હવે ગાડી અહીંથી જલદી ઉપાડે તો સારું. પછી મારી આંખો સામે ઘર તરવા લાગે છે.

કેટલાં ય આરામસ્થાનોએ અટકું છું, કેટલી યે વીશીઓનાં પગથિયાં આગળ જઈ આવું છું, કેટલા યે બાંકડાઓ ઉપર બેસી લઉં છું. તે પછી એક ભૂમિ આવે છે કે જે મને વ્યથિત કરે છે, કોઈ જુદી જ જાતની લાગે છે, બહુ નિકટની લાગે છે. પશ્ચિમની બારીમાંથી એ પસાર થતી જાય છે. ઊભી ટોપી જેવાં લીંપેલાં છાપરાં ચૂનાથી ધોળેલી દીવાલો, અર્ધાં લાકડાંનાં બનાવેલાં ઘરો, ધાન્યનાં ખેતરોમાં ઢળતાં કિરણોમાં દેખાતાં ચમકદાર મોતી, દ્રાક્ષની વાડીઓ, લીમડાનાં ઝાડો – એવાં એવાંથી શોભતાં ગામો નજર આગળથી ઝડપભેર પસાર થતાં જાય છે.

સ્ટેશનોનાં નામોમાં કંઈક અર્થ દેખાવા લાગે છે, હૃદય ધબકવા લાગે છે. ટ્રેન આગળ વધ્યે જાય છે. બારી આગળ ઊભો રહીને લાકડાના ચોકઠાને પકડી રાખું છું. આ નામો મારી જુવાનીની લીલાભૂમિ સૂચવે છે.

ફૂલ્ણાં ગોચરો, મેદાનો, ખેતરો, – ક્ષિતિજ આખી ભરી છે. એને સમાંતર એક એકલ જૂથ ચાલ્યું જાય છે. ખેડૂતો જોતા ઊભા છે. છોકરીઓ હાથ હલાવે છે, બાળકો કિકિયારી કરે છે – એમનો રસ્તો ગામડાંઓમાં ચાલ્યો જાય છે. સીધા, લીસા રસ્તા – જ્યાં તોપખાનું નથી.

સાંજના રંગો આવે છે, ટ્રેનનો અવાજ ન હોત તો હું ચીસ પાડી ઊઠત. આ દૃશ્ય પોતાના અંતરને સાવ ખોલી નાખે છે.

દૂર, મૃદુ ભૂરાં છાયાચિત્રો જેવી પર્વતોની હારો દેખાય છે. એમાં ડોલ્મેનગર્ગની વિશિષ્ટ રેખાને હું ઓળખી લઉં છું. એની પાછળ ઊભું હોવું જોઈએ એ નાનકડું શહેર.

પણ હવે સૂર્ય સોનેરી લાલ રંગના પ્રકાશનો ધોધ છોડે છે અને એમાં બધું ડૂબી જાય છે. ટ્રેન એક પછી એક વળાંકો લેતી જાય છે. દૂર દૂર, એકની પાછળ બીજી, એમ પૉપ્લરવૃક્ષની હારો ઊભી છે. અંધારામાં એનો ભાસ ઝબૂકે છે, કાળા પટ પર કાળી રેખાથી, પ્રકાશમાં પ્રકાશની રેખાથી અને એષણામાં ઇચ્છાની રેખાથી દોરેલાં ચિત્રો જેવાં એ છે.

ખેતરો આગળ ટ્રેન વળાંક લે છે ત્યારે ખેતરો ડોલતાં લાગે છે અને ઝાડો વચ્ચેનું અંતર લોપ પામે છે. ઝાડો એક દીવાલ–એક ક્ષણ તો એક જ દીવાલ જેવાં લાગે છે – પણ પાછળથી સૌથી પહેલું ઝાડ લાંબી હારથી જુદું પડીને ઊભું રહે છે.

પેલું એક ચોઠું, બારી આગળ જઈને ઊભો રહું છું. ત્યાંથી ખસી શકતો નથી. બીજાઓ બિસ્તરા બાંધવા લાગ્યા છે. હું પેલા રસ્તાનું નામ મનમાં ઘૂંટયા કરું છું : ક્રિમરસ્ટ્રેસી–ક્રિમરસ્ટ્રેસી.

નીચે સાયકલો, લૉરીઓ, અને માણસો દોડાદોડી કરે છે. ગીચ રસ્તો, ગીચ શેરી – માની પેઠે તે હૃદયે આવી વસ્યાં છે.

ટ્રેન સ્ટેશનમાં આવી ઊભે છે. બૂમાબૂમ અને ધમાલનો પાર
ાથી. નામનાં પાટિયાંઓનો પણ પાર નથી. હું મારો બિસ્તરો
ઝટપટ સંકેલું છું અને પટ્ટા બાંધવા લાગું છું. રાઈફલ હાથમાં
ાઈ લઉં છું અને પગથિયાં ઠેકી જાઉં છું.

પ્લૅટફૉર્મ ઉપર હું બધી તરફ નજર ફેરવું છું. દોડાદોડ તો
ણા માણસો કરે છે પણ હું કોઈને ઓળખતો નથી. એક શુશ્રૂષા
ંત્રની સેવિકા મને કંઈક પીવા આપે છે. હું મોં ફેરવી જાઉં છું.
ે મોં બગાડે છે. એને પોતાના મહત્ત્વનું વધુ પડતું ભાન લાગે
. "એક સૈનિક સમજી એને કોરી આપવા જાઉં છું અને –"
ે મને 'દોસ્ત' કહેવા આવે, પણ મારે એનું કામ જ નથી ત્યાં
ં શું કરું ?

બહાર લોકોનું પૂર રસ્તા પર ફેલાય છે મિલના પુલ તરફથી
ાળા મારતું એ પૂર આવે છે. સામે જૂનું ચોખૂણિયું ટાવર-
ાડિયાળ છે. એની સામે જટાજૂથ લીમડો ઊભો છે અને
ાછળ સાંજ.

કેટલી યે વાર અહીં અમે આવીને બેઠા છીએ. આ પુલ
પરથી ઠંડી હવા લેતા કેટલી યે વાર ચડ-ઊતર કરી છે. પુલની
ીચેના વહેળા ઉપર કેટલી યે ઝૂકી ઝૂકીને તેના ઉપર તરતી લીલ
મને સેવાળની રંગ અને આકારની રમતો જોઈ છે. ગરમીના
િવસોમાં ઠંડી હવા લેતા અને આ રમત જોતા નિશાળના શિક્ષકોને
ેવી રીતે યાદ કર્યા છે !

પ્લૅટફૉર્મમાંથી બહાર નીકળી પુલ ઉપરથી ઊતરતાં હું નીચે
મને જમણી અને ડાબી બાજુએ જોતો જાઉં છું. પાણી ઉપર
મેશના જેવી જ શેવાળ છે. ટાવરની નીચે ધોબીની દુકાન છે. તેમાં
આજે પણ ધોબણ બે હાથ પહોળા કરી ધોયેલ કપડાંને તડકો
આપે છે. એનો ઓરડો ઈસ્ત્રીની ગરમીથી આજે પણ એવો ને એવો

ગરમ લાગે છે. મેલા અને ભારથી નમા પડતા મારા દેખાવની સામે લોકો જોઈ રહે છે, કોઈક મારી પાછળ આવે છે અને કૂતરાં ભસવા લાગે છે.

આ મીઠાઈવાળાને ત્યાં અમે નાસ્તો કરતા, અહીંથી અમે સિગારેટ પીવી શરૂ કરી હતી. આ ગાંધીની દુકાન, આ ભઠિયારાની દુકાન, આ દવાવાળો – એક એક દુકાન બરાબર યાદ છે. એ બધી દુકાનોને પસાર કરી એક બારણા આગળ આવી ઊભું છું. એનો ભૂખરો રંગ, ખવાઈ ગયેલાં મજાગરાં – હું હાથ લાંબો કરું છું પણ એ મને ભારે લાગે છે. હું બારણાને ધક્કો મારી દઉં છું. નવી જ જાતની ઠંડક અંદરથી આવે છે. મારી આંખો બંધ થઈ જાય છે.

મારા પગ નીચે પગથિયાં કટ કટ થવા માંડે છે. ઉપર કોઈ બારણું 'ક્રાડ' અવાજ કરે છે. કઠેરા ઉપરથી કોઈ ડોકિયું કરે છે. રસોડાનો દરવાજો ઊઘડ્યો છે, એની અંદરથી બટાટાંની સુગંધ બહાર આવે છે. આજે શનિવાર, મારી બેન રસોડામાં હશે. મારું માથું ભારથી નમી જાય છે. હું મારો ટોપો હાથમાં લઈ લઉં છું. મારી મોટી બેન દોડતી આવે છે:

"પોલ–" એ બૂમ મારી ઊઠે છે, "પોલ—"

મારો બિસ્તરો પટ્ટાઓથી કચડાય છે. મારી રાઈફલનું વજન વધી જાય છે.

ફટાક ફટાક બારણાં ખોલી નાખતી તે દોડાદોડી કરી મૂકે છે, "મા, પોલ આવ્યો; મા પોલ-પોલ!"

હું આગળ ચાલી શકતો નથી – પોલ આવ્યો! દીવાલનો હું ટેકો લઈ લઉં છું, ટોપો અને રાઈફલ મજબૂતીથી પકડું છું પણ તોય એ પકડી રાખી શકાતાં નથી, દીવાલને ટેકે પણ હું એક ડગલું આગળ વધી શકતો નથી. મને સીડી જ દેખાતી નથી. હું

દાંતને સખત રીતે ભીંસી રાખું છું પણ તો ય એનો કચરડ અવાજ બંધ રાખી શકતો નથી. મારી બેનના કંઠે મારી તમામ શક્તિને હરી લીધી. હું મોં પર હાસ્ય લાવવાનો પ્રયત્ન કરું છું પણ તેને બદલે આંખોમાંથી પાણી છલકાઈ આવે આવે છે.

બેન પાછળ આવી ઊભી છે. એ ચમકે છે: "પોલ, કેમ? કંઈ થાય છે?"

હું સામાન બધો નીચે ફેંકી દઉં છું.–બિસ્તરો, ટોપો, રાઈફલ. માંડ માંડ બોલું છું: "એક રૂમાલ લાવજે ને!"

એ એકદમ જઈને કબાટમાંથી નવો રૂમાલ કાઢી લાવે છે. હું મોં લૂછી નાખું છું.

શયનગૃહમાંથી માનો અવાજ હવે સાંભળી શકું છું.

"પથારીમાં છે?" બેનને હું પૂછું છું.

"માંદી છે—" એ જવાબ આપે છે.

હું એની પાસે જાઉં છું. એને મારો હાથ આપું છું. અને બની શકે તેટલી સ્થિરતાથી બોલું છું: "મા, હું–પોલ."

હજી એ બધું બરાબર જોઈ શકતી નથી. એ આતુરતાથી પૂછે છે: "તું ઘવાયો છે?" મારા શરીરના ભાગો ઉપર ઝીણી જોતી એની નજરને હું પારખી લઉં છું.

"ના, મા. હું તો રજા ઉપર આવ્યો છું."

એ બહુ પીળી પડી ગઈ છે. ત્યાં અજવાળું કરતાં પણ બીક લાગે.

"હું તો અહીં આમ પડી છું રાજી થવાને બદલે રડું છું." એ બોલે છે.

"ઠીક નથી, મા?"

"આજે થોડી બેઠી થઈ શકું એમ છું." એ મારી બેન સામે જુએ છે. રસોડામાં રાંધણું દાઝી ન જાય તે માટે એ બિચારી વારે વારે જોઈ આવવા ત્યાં જઈ આવે છે. બેન આવે છે એટલે એની સામે જોતી કહે છે, "આજે બેઠી થઈ શકાશ એટલે વિલ્બેરીની* બરણી ખોલી શકાશ. પોલને એ બહુ ભાવે છે, ખરું ?"

"હા, મા. કેટલા ય વખતથી જોયું પણ નથી." હું કહું છું.

"અમને તો ખબર જ હતી કે તું આજે આવવાનો. તને બટેટાં–કાતરી પસંદ છે તો તે જ બને છે કે નહિ ! અને એની સાથે બીલબેરી–બધું તને બહુ ભાવે છે એ જ." બેન હસે છે.

"અને વળી શનિવાર–" હું પણ હસું છું.

"જરા નજીક આવ જોઉં." મા મારો હાથ ખેંચે છે. હું સરકીને નજીક જઉં છું. એ મારા શરીરે પોતાનો દુર્બળ હાથ ફેરવે છે. મારા કાન સુધી હાથ લંબાવીને મારું માથું નમાવરાવે છે. મારા ચહેરા પર હાથ ફેરવે છે. કંઈ જ બોલ્યા વિના આંખમાંથી અમી વરસાવતી એ હાથ ફેરવે રાખે છે. એ નથી બોલતી એ મને વધારે સારું લાગે છે. એ કંઈ બોલશે, મને કંઈ પૂછશે, તો હું જવાબ કઈ જાતનો આપીશ, કે જેથી એને દુઃખ ન થાય – મને એ વિષે ભય રહે છે, મારી ઇચ્છા પ્રમાણે થતું હોવાથી મને શાંતિ લાગે છે. મા મૌન રહી મારા શરીરે હાથ ફેરવે છે અને બેન રસોડામાં બટાટાંની કાતરી તૈયાર કરતી કંઈક ગીત ગણગણે છે.

"વહાલા પુત્ર–" મા મૃદુ રીતે બોલે છે.

અમારા કુટુંબમાં અમે વિવેક જેવું નથી રાખ્યું. ચિંતાઓથી ભર્યાં ભર્યાં અને રાતદહાડો મજૂરી કરતાં ગરીબોને વિવેક પોસાતો પણ નથી. જે વસ્તુ તેઓ જાણે છે તેનો વિરોધ કરવાની એમને ટેવ નથી હોતી. જ્યારે મારી મા મને 'વહાલા પુત્ર' એમ કહેતી

* એક જાતનું ફળ

હોય ત્યારે બીજાઓ કરતાં તેમાં કંઈ વિશિષ્ટ અર્થ રહ્યો હોય. અને બરાબર ખબર છે કે ઘરમાં બ્લૅકબેરીની એક બરણી મહિનાઓથી ચાલે છે અને તે મારે માટે જ જાળવીને રાખવામાં આવે છે. અને ઘણા વખતની કૅર્ન્ફ્લેક્સ પણ મારે માટે જ સાચવી રાખવામાં આવી છે — સસ્તી મળી હશે ત્યારે મારે માટે ખરીદી રાખી હશે.

હું એની પથારી પાસે બેસું છું. બારીમાંથી અખરોટનાં ઝાડ ઝાડના માંડવાઓ વચ્ચે સુંદર રંગોમાં સોહતાં દેખાય છે. હું એક ઊંડા શ્વાસ મૂકું છું—'ઘર—તારું ઘર !'

તો ય એક અપરિચિતભાવ આ ઘરમાં—મારી આ વસ્તુઓની વચ્ચે પણ, મને અકળાવે છે. આ મારી મા, આ મારી બેન, આ મારો પતંગિયાંનો સંગ્રહ, પેલો મારો મહોગનીનો પિયાનો—પણ આમાં હું ક્યાં ! હું અને મારું એ બે વચ્ચે બહુ જબરું અંતર પડી ગયું છે. અમારી વચ્ચે એક પડદો આવી ગયો છે.

હું મારો બિસ્તરો બિછાના પાસે લાવું છું, ચીજો ખોલવા માંડું છું—કેટે લાવીને મને આપેલું એડમર પનીર, સૈનિક—રોટીની બે મોટી રોટીઓ, પોણા રતલ જેટલું માખણ, કલેજી—રસનાં બે ડબલાં, ચોખાની એક નાની કોથળી અને એક રતલ ચરબી.

"તમને અહીં આ કામમાં આવશે, નહિ ?" હું પૂછું છું.

જવાબમાં બંને માથું હલાવે છે.

"અહીં ખોરાકની બહુ તાણ છે, ખરું !" ફરી પૂછું છું.

"હા, એટલી બધી તો નહિ. ત્યાં કેમ છે ?"

હસીને હું ચીજો બતાવું છું. "આટલું બધું તો હમેશાં નહિ, પણ તો ય સારું કહેવાય."

એની ખાદ્યવસ્તુઓ રસોડામાં લઈ જાય છે. એકાએક મા મારો હાથ પકડીને બોલે છે, "ખરું કહેજે, ત્યાં બહુ દુઃખ પડતું હોય છે ?"

મા–મા! માના આ પ્રશ્ન પૂછે ત્યારે શો જવાબ આપવો? તમે એ પ્રશ્ન કદી નહિ સમજી શકો, કદી તમે એને પામી નહિ શકો, કદી નહિ પામી શકો. બહુ દુઃખ પડતું હોય છે? તું પૂછે છે–તું, તું મા–હું મારો હાથ ખેંચી લઉં છું. "ના મા, એટલું બધું કંઈ નહિ. માથે કેટલા ય જણ હોઈએ એટલે કંઈ ખબર જ ન પડે"

"તું ખરું કહેતો હઈશ, પણ હેનરીશ બ્રિડિમિયર થોડા દિવસ પહેલાં આવી ગયો, એ કહેતો હતો કે હવે તો બહુ ભયાનક સ્થિતિ આવી છે. ગેસ અને એવું ઘણું ય ત્રાસ વર્તાવે છે."

'ગેસ અને એવું ઘણું ય –' માને ક્યાંથી કલ્પના હોય કે 'એવું ઘણું ય' એટલે શું અને 'ત્રાસ વર્તાવે છે' એટલે શું! એ બિચારી કેવળ પોતાના છોકરાને માટે જ ચિંતા સેવતી હોય છે અને છોકરો તકલીફમાં નથી એટલું જાણ્યેથી તેને સંતોષ થાય છે. હું શું એને તે દિવસની વાત કહું કે જે પ્રસંગે દુશ્મનોની ત્રણ ત્રણ ખાઈઓ દારૂગોળા અને તોપોથી ઠાંસોઠાંસ ભરી હતી અને એમની સામે લીલાં થઈ ગયેલાં મોંવાળા–મરેલા–સૈનિકોનો ઢગલો થઈ ગયો હતો!

હું જવાબ આપું છું, "ના મા, એ બધી તો અમસ્થી વાતો જ થતી હોય છે. બ્રિડિમિયરની વાત સાચી નથી. તું મને જ જોઈ લે ને, છું ને હતો તેવો ને તેવો જ?"

માની જિજ્ઞાસા પાસે મારે સ્વસ્થ બની જવું જોઈએ અને હું સ્વસ્થ બની જાઉં છું. જરા પણ અસ્વસ્થ બન્યા વિના હું બોલુંચાલું છું. હું જોઉં છું કે દુનિયા પોચી ગાદી બની ગઈ છે, એટલે હું કાળમીંઢ પથ્થર બની જાઉં છું.

માને બેઠાં થવું છે. એટલે હું રસોડામાં બેન પાસે જાઉં છું, પૂછું છું, "માને શું દરદ છે?"

"કેટલાય મહિનાથી પડી છે. તને ચિંતા ન થાય તે માટે લખ્યું નહિ. ડૉક્ટરોને બતાવ્યું. એકનો અભિપ્રાય છે કે અગાઉ થયેલ કેન્સરે ઊથલો ખાધો છે."

* * *

હું જિલ્લા–આજ્ઞાધિકારી પાસે હું અહીં છું તે જણાવવાને જઉં છું. ધીરે ધીરે રસ્તા પર ચાલું છું. ચાલતાં ચાલતાં કોઈ મળી જાય છે અને વાતો કરવા મને ઊભો રાખે છે. હું ઝાઝી વાર ઊભો રહેતો નથી કારણ કે મને વાત કરવાનું જ મન થતું નથી.

ઑરેક્સમાંથી પાછા ફરતાં રસ્તામાં મને કોઈ બૂમ મારે છે. હું મારા વિચારોમાં ડૂબેલો અને પાછું વળીને જોઉં છું તો મારી સામે જ એક લશ્કરી વડો ઊભો છે.

"સલામ ભરી શકાતી નથી કે?" એ ત્રાડે છે.

નરમ થઈને મેં જવાબ આપ્યો, "માફ કરજો, મારું ધ્યાન નહોતું."

એ વધુ જોરથી ગર્જે છે, "જવાબ આમ અપાય!"

મનમાં મને થઈ જાય છે કે એને એકાદ લગાવી દઉં, પણ મારી રજાની મજા ન મારી જાય એટલે હું સંયમ રાખું છું, કદમ મિલાવું છું અને કહું છું. "શ્રીમાન મહાશય, આપને મેં જોયા નહિ."

"આંખો જરા ખુલ્લી રાખતા જાઓ; શું તમારું નામ?"

હું નામ કહું છું.

એનો તોબડા જેવો લાલ ચહેરો વધુ ફૂલે છે: "ટુકડીનો નંબર?"

હું એવી માહિતી આપું છું. છતાં એને સંતોષ નથી થતો. “ હાલમાં ક્યાં રહે છે ? ”

હું જવાબ આપવામાં ઢીલ કરતો નથી. “ ઘર ” એ જરા ખસિયાણો પડે છે.

પછી હું એને સમજાવીને કહું છું કે ‘ સાહેબ, હજી બે કલાક પહેલાં જ હું રજા પર ઘેર આવ્યો છું ’ મેં ધાર્યું હતું કે આટલું કહ્યા પછી એ ચાલતો થશે, પણ એ તો ઊલટો જોરમાં આવે છે, તમારી યુદ્ધ–મોખરાની તુમાખી અહીં લાવવા માગો છો ? પણ અહીં એ નહિ ચાલે. ઈશ્વરની કૃપા છે કે અહીં હજી શિસ્ત જળવાઈ રહી છે. વીસ કદમ પાછળ, જોશ–કૂચ ! ” એ હુકમ કરે છે.

ક્રોધથી મારું મગજ ફાટી પડે છે. પણ કંઈ બોલી શકતો નથી. એ ધારે તો મને એ જ ક્ષણે બેડીઓ પહેરાવી દઈ શકે. એટલે હું પાછળ હટું છું અને પછી જોશ–કૂચ કરી તેની પાસે આવું છું. છ ડગલાં છેટો રહું છું ત્યાં આગળ પગ મેળવી, છાતી ટટ્ટાર કરી, હાથ સીધો ઊંચો કરી સલામ આપું છું અને તેનાથી બીજાં વધારે છ ડગલાં પાછળ હટું છું ત્યાં સુધી હાથ એમ જ રાખું છું. પછી એ મને આગળ બોલાવે છે અને સમજ પાડતો કહે છે કે ન્યાય કરતાં કરુણાને તે પ્રથમ સ્થાન આપતાં ખુશ થાય છે. એ મને કંઈ પણ ઈજા થાય તે જોવા ઇચ્છતા નથી. હું મોં પર આભારનો કૃત્રિમ ભાવ લાવું છું. એ મને ‘બરખાસ્ત’નો હુકમ આપે છે, ચપળતાથી પાછો ફરી હું ત્યાંથી એકદમ કૂચ કરી જાઉં છું.

આ બનાવ મારી સાંજની મજાને મારી નાખે છે. ઘેર જઈને હું મારો સિપાહીનો ગણવેશ ખૂણામાં ફેંકી દઉં છું અને કબાટમાંથી શહેરી કપડાં કાઢીને ચડાવી લઉં છું.

મને એ બંધબેસતો નથી. કપડાં બહુ ટૂંકાં અને તંગ લાગે છે. લડાઈમાં મારું શરીર વધી ગયું છે. પણ મારી બેન બધું બરાબર કરી આપે છે. કેવાં હળવાં લાગે છે આ કપડાં! જાણે બમાસ અને ચડ્ડી સિવાય કશું પહેર્યું જ નથી.

અરીસામાં મેં જોઉં છું. સાવ જુદો જ લાગું છું. તાપથી સખત બની ગયેલો. મોટી ઉમરનો દેખાતો કોઈ ઉમેદવાર આશ્ચર્યથી મારી સામે જોઈ રહ્યો છે.

માને આ કપડાંમાં હું બહુ ગમું છું. મને પણ હું આ કપડામાં વધારે ઓછો પરાયો લાગું છું. પણ પિતાજીને તો સિપાઈનાં કપડાં જ ગમે છે. પોતાના ઓળખીતાઓ આગળ સિપાઈનાં કપડાંમાં મને લઈ જતાં એ ગર્વ અનુભવે છે, પણ હું નામરજી બતાવું છું.

*　　　*　　　*

કોઈક ઠેકાણે એકલા બેસવાની મજા આવે છે. દાખલા તરીકે બગીચાની હોટલમાં, અખરોટના ઝાડ નીચે, આજુબાજુ પાંદડાં વેરાયેલાં હોય, બે ચાર બાંકડા હોય અને થોડાક જણ હોઈએ ત્યારે આગળ બેસી પ્યાલીઓ મંગાવવી અને પીવી તેમાં મજા લાગે છે.

મને આ બધું ગમે છે પણ હું લોકો સાથે હજી ભળી શકતો નથી. મા જ એક એવી છે કે જે મને પ્રશ્નો કરતી નથી. પિતાજીનું એવું નથી. તેમને મારી પાસેથી મોખરાની તલેતલ માહિતી જોઈએ છે. એમની એ માટેની જિજ્ઞાસા એટલી બધી છે કે હું સરખા જવાબો પણ આપી શકતો નથી. એમને એ સાંભળવાની વિશેષ કશી જરૂર નથી, પણ તેઓ જાણતા નથી કે એ વાતો કરી શકાય તેવી નથી. યુદ્ધનાં કામો તો હું કરતો જ અને હજી યે કરી શકું એમ છું, પણ એ કામોની ચર્ચા કરવી અશક્ય છે. એ ચર્ચા કદાચ

ક્રિયાને એવા ભયંકર સ્વરૂપે મારી સામે લાવી મૂકે કે પછી એને સાંધવાની મારામાં હિંમત જ ન રહે. ત્યાં મોખરા પર જે કંઈ બને છે તે સ્પષ્ટ રૂપે અમારી સામે આવી જાય તો અમારા બધાની દશા વિચિત્ર બની જાય.

એટલે પિતાજીને હું માત્ર રસિક બનાવો જ કહું છું. પણ એમને તો એ પણ જાણવું છે કે અમે ' હાથોહાથની લડાઈ'માં ક્યારેક આવેલા કે નહિ? હું 'ના' કહી નાખીને પતાવી દઉં છું.

પણ વાત પિતાજીથી જ પતતી નથી. રસ્તા પર ખરરર એવા તીક્ષ્ણ ભોંગળા જેવા તીવ્ર અવાજથી દોડી જતી ટ્રામથી બે વાર ભડકીને હું ઊભો રહી જાઉં છું, ત્યાં કોઈક મારા ખભા પર પોતાનો હાથ મૂકે છે. એ અમારા જ વર્ગશિક્ષક છે. " ઓહ. કેમ, શા ખબર છે મોખરાના? ભયંકર–ભયંકર, નહિ ? " કરીને એ મને વિચારમાં જકડી લે છે. " હા, ભયંકર હોય તોપણ આપણે એનાથી નાસી ગયે ન પાલવે. ગમે તેમ, તમને સૈનિકોને તો ખોરાક સારો મળે છે, નહિ? તારું શરીર પણ કક્કડ બન્યું છે. સ્વાભાવિક છે કે અહીં તો તકલીફ હોય જ. સ્વાભાવિક છે. સૈનિકોને સારામાં સારું મળવું જોઈએ એ કોઈ ન કહે તોપણ સમજી લેવાય."

એ મને પોતાની સાથે ઘસડી જાય છે. મુખ્ય શિક્ષક મારી સાથે હાથ મિલાવે છે; " મોખરા પરથી આવે છે? જોશ કેવું છે આપણી બાજુ? સરસ, નહિ? "

હું કહી નાખું છું કે ઘેર પાછા આવતાં કોઈ દિલગીરી ન અનુભવે એવું સૌમાં જોશ છે.

તેઓ ખૂબ મોટેથી હસે છે. " હા–હા–હા. માનું છું, માનું છું. પણ દુશ્મનોને બરાબર માર આપીને જ ને? કેમ, સિગારેટ લેશે? લગાવ એકાદ. એય, આપણા નાનકડા વીર માટે એક પ્યાલી પણ લાવજે. "

દુર્ભાગ્યે સિગાર મેં લીધી એટલે મારે એમવું જ પડે છે, અને બધા ભાવથી એટલા તો ઓછા ઓછા થઈ જાય છે કે એની ના પણ પાડી શકાય નહિ. પણ છતાં ય મને ગમતું નથી. ધુમાડિયા ની પેઠે જ હું સિગારમાંથી ખેંચી ખેંચીને ધુમાડા કાઢું છું, અને અતડાપણું ન દેખાય તે માટે બીરની પ્યાલી પણ ગળા નીચે ઉતારી દઉં છું. પણ ત્યાં તો બીજી પ્યાલી હાજર થઈ. લોકોને ભાન છે કે સૈનિકોના તેઓ કેવા ઋણી છે, એટલે સૈનિકોને માટે તેઓ ઓછા ઓછા થઈ જાય છે. જર્મનીએ કયા પ્રદેશો કબજે કરવા તેની ચર્ચા ચાલે છે. મુખ્ય શિક્ષક તો કહે છે કે બેલ્જિયમ આખું, ફ્રાંસનો કોલસાનો પ્રદેશ અને રશિયામાંથી એક ટુકડો–એટલું તો આપણે મેળવી જ લેવું જોઈએ. પછી એનાં કારણો તેઓ આપે છે. ત્યાર પછી ફ્રાન્સ કયાં. કેટલું અને કેવી રીતે તૂટી જશે તે કહીને મારી તરફ ફરી બોલે છે. " એ વખતે તમારે તમારું પાણી બતાવી દેવું જોઈશે. એ જર્હોની લોકો સામે મર્સાને કટકા થઈ જશો ત્યારે જ શાંતિ આવશે."

હું કહું છું કે સામા પક્ષની એવી સ્થિતિ નથી. આ લડાઈની રીતિ–નીતિ પણ જુદી જ રીતની મંડાવાનો સંભવ છે.

મારા કથનનો તેઓશ્રી ઉગ્રતાથી વિરોધ કરે છે. " ત્યારે તું જાણતો નથી. વિગતોને છોડો, સમગ્ર રીતે જુઓ. એ રીતે તમને સમજ પડવી મુશ્કેલ છે. તમને તો તમારા એક મોરચાની જ ખબર હોય. સામાન્ય પરિસ્થિતિ તમે ન જોઈ શકો, તમે ફરજ બરાબર બજાવો, જાનની પરવા કર્યા વિના ધસી જાઓ એ જ તમારું મોટામાં મોટું સન્માન છે, તમારા એકે એક જણે આગળ બેસ બેસી લેવાનો નિશ્ચય કરી લેવો જોઈએ. પહેલાં તો ફ્લેન્ડર્સમાં તમારે શત્રુની હરોળ ઉપર ધસી જવું અને પછી ઉપરથી પડવું. બસ પડવું, પડવું અને પડવું. જુઓ કે તે લોકો ઉપરના નીચે

થઈ જાય છે કે નહિ? અને પછી પેરીસ–પેરીસ–નજીક જ આવી જાય છે પેરીસ."

ઉત્સાહમાં તેઓ નાક છીંકવા માંડે છે અને મોં પર જોરથી હાથ ફેરવે છે.

એને કેવી કલ્પના છે તે જાણવાની મઝા પડે છે એટલે હું ત્રીજો પ્યાલો ઉડાવું છું. તરત જ એ ચોથો પ્યાલો મંગાવે છે.

પણ હું થાકું છું. એ મારા ગજવામાં કેટલીક સિગાર નાખી દે છે અને દોસ્તભાવે મારો હાથ દબાવે છે. "ફત્તેહ કરો, અને તમારે વિષે ઘણું સારું સાંભળવાનું અમને પ્રાપ્ત થાઓ."

હું રજા લઉં છું.

* * *

મેં રજાને આ કરતાં જુદી જ ધારી હતી.

એક વર્ષ પહેલાં જુદી વાત હતી. ત્યાર દરમિયાનમાં બદલાયો તે હું જ. એ કાળ અને આજની વચ્ચે મોટો દરિયો આવી ગયો છે. તે વખતે લડાઈ કેવી હોય તેનું મને ભાન સુદ્ધાં નહોતું. અમે માત્ર શાંત મોરચાઓ ઉપર જ પડ્યા હતા. પણ આજે મને લાગે છે કે એ ભાન થયા વિના પણ હું કચડાઈ ગયો છું. મને આ પરદેશ લાગે છે. હું આ દુનિયાનો વતની નથી રહ્યો. કેટલાક લોકો સવાલો પૂછે છે, કેટલાક કંઈ જ પૂછતા નથી. ન પૂછનારા પોતાના મૌનને માટે ગર્વ અનુભવે છે. એ લોકોનાં મોં પર વંચાય છે કે, "અમે જાણીએ છીએ બધું. બધું બોલી નાખવાનું ન હોય."

હું એકલા જ રહેવું વધુ પસંદ કરું છું એટલે મને કોઈ હેરાન કરતું નથી. બધા ફરી ફરીને એક જ વાત કરતા હોય છે. સ્થિતિ કેવી ખરાબ આવી પડે છે કે કેવી બરાબર આવી પડી છે. કોઈ એક માને છે, કોઈ બીજું. પહેલાંય બીજાઓના સંપર્કમાં તો હું ઓછો જ આવતો, પણ હમણાં તો સંબંધ જાણે સાવ છૂટી ગયો છે.

એ લોકો પોતાની ચિંતાઓ, આકાંક્ષાઓ અને પ્રાપ્તિઓ વિષે વાત કરે છે કે જેમાં હું સમભાવ લાવી શકતો નથી. કોઈ વાર કોઈ એકાદની સાથે બાગની હોટેલમાં બેઠો હોઉં ત્યારે કહું કે 'ભાઈ, આ બધી વાતો કરવા કરતાં સારું એ કે ચુપચાપ અદબ વાળીને બેસી રહેવું.' એ લોકો મારી વાતને સમજે છે – સ્વીકારે છે, હૃદયથી એવું માનતા પણ થાય છે, પણ કેવળ શબ્દોમાં જ. બીજે જ દિવસે એ જ માણસ આગલા દિવસની એ જ વાત કહેવા માંડે છે. અને ત્યારે હું ધૂંધવાઈ જાઉં છું.

પણ જ્યારે લોકોને હું ઘરમાં હરતાફરતા, કચેરીઓમાં કામ કરતા કે ધંધા કરતા જોઉં છું ત્યારે મને પણ થાય છે કે યુદ્ધને ભૂલીને હું એમની જોડે બેસી જાઉં. પણ એ ભાવનું પરિવર્તન ઊલટા ભાવમાં થઈ જાય છે. આટલી સંકુચિત જગ્યામાં જીવન કેમ સમાઈ શકે? જીવનમાં તોફાન જોઈએ, તે કણ કણ થઈ જવું જોઈએ. પણ યુદ્ધના મોખરા પર બોંબોની ગર્જના, ધરતીના કડાકા, ઘાયલોની ચીસો, વિમાનોની ઘરઘરાટી અને ગોળાઓની તડતડાટી બોલે છે; પાછળ પડેલા કાળથી નાસવા જુવાનો ખાઈઓમાં ભરાઈ જતા હોય, દોસ્ત દોસ્તથી વિખૂટો પડી જાય છે; અહીં કરતાં કેટલું ભિન્ન છે એ જીવન! જીવનને રમવાને ત્યાં કેવો વિશાળ પટ છે! મને એની ઈર્ષા આવે છે. કેટ, આલ્બર્ટ, મુલર, જેડન–શું કરતા હશે એ મિત્રો? કદાચ બેરેકમાં બેઠા હશે, કદાચ નાળામાં ઊતર્યા હશે, કદાચ–ના એ તો થોડા વખત પછી–મોખરા પર તોપો સામે ધસી જતા હશે.

* * *

**આ**રડામાં મારા ટેબલની પાછળ એક સોફા છે. હું તેમાં બેસી જાઉં છું.

દીવાલો પર કેટલાં ય ચિત્રો છે, છાપાંઓમાંથી હું એ કાપીને દીવાલ પર લટકાવી દેતો. વચ્ચે વચ્ચે મને ગમી ગયેલાં ભીંતપત્રો

અને છબીઓ છે. ખૂણામાં લોખંડનો ચૂલો છે. આ બાજુ સામે ચોપડીઓનો ઘોડો છે અને અંદર ચોપડીઓ છે.

સિપાહી નહોતો બન્યો ત્યારે આ ઓરડો મારો હતો. નિશાળમાં 'પ્રોત્સાહનવર્ગમાં' કામ કરીને ભેળા કરેલા પૈસામાંથી થોડે થોડે કરી ખરીદેલાં એ પુસ્તકો છે. ઘણાં તો, દાખલા તરીકે લલિતવાચનનાં પુસ્તકો, જૂનાં છે. વાદળી કપડાના પૂઠાના એક પુસ્તકની કિંમત તો મેં એક માર્ક અને વીસ ફેનીગ આપી છે. છે. એ બધાં મેં ખૂબ રસપૂર્વક પ્રશંસાના ભાવ સાથે વાંચ્યાં છે. કેટલાંક પુસ્તકો આધુનિક છે અને મને વધુ ગમે છે. કેટલાંક તો બીજાનાં માગી આણેલાં અને ગમી જવાથી પાછાં નહિ આપેલાં એવાં છે.

એક ખાનું પાઠ્યપુસ્તકોથી ભર્યું છે. એની ખાસ સંભાળ લીધી નથી. એમાંથી કેટલાક હેતુસર વચ્ચેથી પાનાં પણ કાઢી નાખેલાં છે. નીચેના ખાનામાં સામયિકપત્રો, છાપાંઓ, ખાનગી પત્રો, ચિત્રો, ઉતાવળે દોરેલી ચિત્રરેખાઓ બધું સાથે ખડક્યું છે.

હું એ કાળમાં પાછા જવાનું મન કરું છું. ઓરડામાં એ જ કાળ છે, એકદમ હું એનો સ્પર્શ અનુભવું છું. સોફાના હાથ, ઉપર હું મારા હાથ ટેકવું છું; હવે મને ઘરની હૂંફ લાગે છે, હું આરામથી પગ લંબાવીને સોફા ઉપર પડું છું. નાનકડી બારી ખુલ્લી રાખી છે. એમાંથી બહાર રસ્તાનું પરિચિત ચિત્ર દૃષ્ટિ સમક્ષ આવે છે. ટેબલ ઉપર એ ફૂલ પડ્યાં છે, એક કલમનું કાઠું છે, કાગળ દબાવવા માટે એક શંખ છે, શાહીનો ખડિયો છે – બધું હતું તે જ છે.

અને એમ જ રહેશે, જો સદ્‌ભાગ્યે લડાઈ પૂરી થશે અને હું ઘેર જીવતો પાછો આવવા પામીશ તો. આમ જ, આ જ ઓરડામાં, આવી જ વસ્તુઓ વચ્ચે હું ફરીને આવી બેસીશ.

એકાએક મને થાય છે કે મારે કેમેરિકની મા પાસે જઈ આવવું જોઈએ; મારે મિટ્ટલસ્ટીટને પણ મળવું, એ બૅરેકોમાં હશે. હું બારી બહાર નજર કરું છું. આથમતા સૂર્યના રંગોમાં ધોળાતા રસ્તાની પેલે પાર ટેકરીઓની હારો દેખાય છે, દૂર અને ઝાંખી. પાનખરનો એક દિવસ દેખાય છે, તાપણાને ફરતા બેઠેલા કેટ અને આલ્બર્ટ વચ્ચે બેસીને ભૂંજેલાં બટેટાં ખાતો હું મને જોઉં છું.

પણ ના, એ મારે યાદ કરવું નથી. હું એને મગજમાંથી ઝટકી નાખું છું. મારે તો આ ઓરડા સાથે વાત કરવી છે. મારે–યુદ્ધ મોખરા પર જઈને એ સાંભળવું અને જાણવું છે કે યુદ્ધ ડૂબી જવાનું છે, મોટી ભરતીમાં એને પથ્થરો બાંધીને ડુબાડી દેવાનું છે, એ ફરી ઉપર આવવાનું નથી અને આપણને કોરી ખાતું રહેવાનું નથી. આપણને એ બહારથી સહેજ સ્પર્શ કરે એટલું જ, એથી વિશેષ શક્તિ એનામાં રહેવાની નથી.

ચોપડીઓની પીઠ એક હારમાં દેખાય છે. એમને હું ગોઠવતો તે હજી મને યાદ આવે છે. આંખોથી હું એમને કહું છું– ‘મારી સાથે વાતો કરો, મને તમારામાં લઈ લો–લઈ લો, મારું જીવન, મારું યૌવન, તમે, તમે નિશ્ચિંત અને સૌંદર્યપૂર્ણ, તમે મને તમારામાં ફરીથી લઈ લો.’

હું જોઈ રહું છું.

મારા મગજમાંથી ચિત્રો પસાર થતાં જાય છે, પણ મને એ રંગી દેતાં નથી. એ બધાં છાયાઓ છે – સ્મૃતિઓ છે.

કંઈ નથી–કંઈ નથી.

મારી અશાંતિ વધે છે.

મને માર્ગની સૂઝ પડતી નથી.

બધું સ્થિર છે, નિરાશ અને નિષ્પ્રાણ, નગણ્ય માણસની પેઠે હું બેસી રહું છું, ભૂતકાળ પણ છોડી જાય છે.

એકાંત મને રૂંધી નાખનારું બનશે એવી મને બીક રહે છે. એમ થાય તો શી દશા બને? હું સિપાહી છું, મારે એને વળગી રહેવું જોઈએ.

થાકીને હું ઊભો થાઉં છું અને બારી બહાર જોઉં છું. એક ચોપડી હાથમાં લઉં છું અને પાનાં ફેરવું છું, નિશાન કરેલી કંડિકાઓ ઉપર થોડી વાર નજર ફેરવું છું. બીજી ચોપડી લઉં છું, પાનાં ફેરવું છું. પણ આગળ ચોપડીઓનો ઢગલો થઈ જાય છે. ઝડપથી કાગળો, ચિત્રો, પત્રો, બધું ફેરવી નાખું છું.

સ્તબ્ધ થઈને ઊભો રહું છું—ન્યાયાધીશ સામે ઊભો હોઉં તેમ.

શૂન્યમનસ્ક.

શબ્દો — શબ્દો — શબ્દો. મગજને એક પણનો સ્પર્શ થતો નથી. ફરીથી બધું હતું તેમ ગોઠવી દઉં છું.

બસ!

શાંતિથી ઓરડાની બહાર નીકળી જાઉં છું.

* * *

છતાંય આશાને છોડી દેતો નથી. મારા એ ઓરડામાં ફરીથી જતો નથી પણ આશ્વાસન લઉં છું કે થોડા દિવસ તો એવું લાગે જ, પછીથી વખત જતાં ફાવતું થઈ જશે.

બૅરેકામાં મિટલસ્ટીટને મળવા જાઉં છું. એની ઓરડીમાં અમે બેસીએ છીએ. આજુબાજુનું વાતાવરણ મને ગમે તેવું નથી, પણ એ મને પરિચિત તો છે જ.

મિટલસ્ટીટ કેટલાક સમાચારો આપે છે તે સાંભળીને હું વિસ્મય પામું છું. એ ખબર આપે છે કે કેન્ટોરેકને — અમારા શિક્ષકને— ભરતી માટે બોલાવવામાં આવ્યો છે.

"જરા ગમ્મત પડે તેવી વાત છે." એ કહેવા માંડે છે, "હું હોસ્પિટલમાંથી છૂટીને સીધો એની પાસે જાઉં છું. કેન્ટોરેક મારી પાસે આવી 'હેં-હેં' કરતો કહે છે, 'કેમ છો, મિટ્ટલસ્ટીટ?' હું એકદમ કડક દેખાવ ધારણ કરું છું, 'કેન્ટોરેક, આ નિશાળ નથી; અહીં તમે શિક્ષક નથી અને હું વિદ્યાર્થી નથી, પણ તમે સામાન્ય સિપાહી છો અને હું અમલદાર છું. શું મજેદાર એનો ચહેરો બની ગયેલો! પણ પછી એ પોતાનો અચૂક ગોળીબાર અજમાવે છે.

"મિટ્ટલસ્ટીટ. તારી ઇચ્છા હોય તો તું ખાસ પરીક્ષા આપી શકે અને પાસ પણ થઈ જાય તેવી લાગવગ હું લગાડી શકું.' સિપાહીગીરીની હાડમારી પોતાને માટે ઓછી થાય તેને માટે આ પ્રયત્ન હતો એ હું સમજી જાઉં છું. મને એકદમ એક વાત યાદ આવે છે અને તેને સંભળાવું છું, કેન્ટોરેક, જોસેફ બેહમ યાદ આવે છે? એ ગભરુ વિદ્યાર્થી સિપાહી તરીકે નામ નહોતો લખાવતો ત્યારે તમે શું કરેલું એ ભૂલી ગયા! તમે વચ્ચે ન હોત તો એને એ રીતે મરવું પડ્યું ન હોત. જાઓ, મારી પાસે ફરીથી આવી રીતે ન આવજો.' એ જાવા જેવો તો છે કવાયત-મેદાનમાં.

અમે કવાયત મેદાનમાં જઈએ છીએ: ટુકડીઓ કતારબંધ થઈ ગઈ છે. મિટ્ટલસ્ટીટ એમને 'આરામ'માં ઊભા રાખે છે અને જોતો જાય છે.

કેન્ટોરેક પાસે આવીએ છીએ અને મારાથી હસી પડાય છે. એનાં કપડાં, એનો ઢંગ, એનો ચહેરો – અમને 'શિસ્ત–વ્યવસ્થા ચીવટ અને હોશિયારી'નાં ભાષણ આપનારની આ મૂર્તિ!

મિટ્ટલસ્ટીટ એની સામું જોઈ રહે છે, પૂછે છે, "તમારાં બટન જુઓ અને આપણા બોશેરનાં બટન જુઓ! તમારાં આ બટનને તમે ચકચકિત ક્યાં કહેશો? અણઘડ–તદ્દન અણઘડ!"

નિશાળમાં કેન્ટોરેક અમને અમારા પટાવાળા બોશેર સાથે સરખાવીને આ જ રીતે કહેતો– "અણઘડ–તદ્દન અણઘડ !" એ જ બોશેર સાથે અહીં એની સરખામણી થાય છે અને એ જ શબ્દો એને સંભળાવાય છે।

કેન્ટોરેકને અહીં સોળ જણની બનતી ચતુર્વ્યૂહ ટુકડીના ઉપનાયક બનાવવામાં આવ્યો છે. ચતુર્વ્યૂહના ઉપનાયકની તો કમબખ્તી જ બેસે છે. ટુકડીને કવાયત કરાવતાં એણે વીસ ડગલાં દૂર સામા ઊભા રહેવું પડે છે. એટલે જ્યારે હુકમ મળે છે કે 'ચક્કર ફરો' ત્યારે ટુકડીની સામેની દિશા ફરી જાય છે. આમ કરવામાં ટુકડીને માત્ર શરીર જ અધું ફેરવવું પડે છે પણ તેના ઉપનાયકને તો ત્વરાથી હુકમ ફેરવાય તે પહેલાં વીસ ડગલાં આ બાજુ અને વીસ ડગલાં પેલી બાજુ એમ ચાળીસ ડગલાંની દોડ લગાવવી પડે છે. માણસના આમાં દમ નીકળી જાય. કેન્ટોરેકની એ દશા જોઈને હસી હસીને હું બેવડો વળી જાઉં છું. એનો યાચનાપૂર્ણ ચહેરો જોઈ મિટ્ટલસ્ટીટ એની નજીક જઈને બોલે છે: "આપણાં મહાભાગ્ય છે કે આપણે આ મહાયુગમાં જીવીએ છીએ. આપણે આપણી અંદરથી હિંમત ઊભી કરવી જોઈએ અને સંકટો ઉપર વિજય મેળવવો જોઈએ," કેન્ટોરેક મને આમ જ ભાષણ આપતો, "અને કેન્ટોરેક, ક્ષુદ્ર સંજોગો આગળ આપણે હતાશ ન થઈ જવું જોઈએ."

પછી, નિશાળમાં મિટ્ટલસ્ટીટ મલ્લખંભ ઉપર કસરત કરતાં અંગનો મરોડ સરખો રાખી ન શકતો ત્યારે કેન્ટોરેક એનાં અંગ કેવાં વરવાં લાગે છે તે બતાવવા ખભા હલાવીને જેમ એની મશ્કરી કરતો તેમ મિટ્ટલસ્ટીટ તેની વરવી ચાલ ચાલી બતાવીને એને કહે છે, 'અણઘડ – તદ્દન અણઘડ !'

પછી નિશાળમાં કસરતથી ગમે તેટલા થાકયા હોઈએ છતાં કેન્ટોરેક અમને 'સ્વાશ્રય'માં રોકતો. અહીં હવે એનો વારો આવ્યો

છે. કવાયતથી લોથ થઈ ગયા પછી એને હુકમ થાય છે, ' નાસ્તા માટેની આ હાથગાડી ખેંચી જાઓ ! ' અને એના ચહેરા પર કંટાળો દેખાય કે તરત એના મગજ પર હથોડાની પેઠે શબ્દો ઠોકાય " બુઠ્ઠા તો નથી થયા ! "

અમે ત્યાંથી પાછા ફરીએ છીએ. હું મિકૂલસ્ટીટને પૂછું છું– " કેન્ટોરેક તરફ ખાસ દ્વેષ રાખીને તેને વધુ શ્રમ કરાવવામાં આવે છે તેની તે ઉપરી અમલદારને ફરિયાદ નથી કરતા ? "

" ઘણી વાર કરી જોઈ એણે. પણ મારી બહાદુરીભરી સિપાહીગીરી અને કામની જવાબદારી વિષે ઉપરીને સારો ખ્યાલ છે એટલે એનું ચાલતું નથી. છતાં ય એને સિપાહીમાંથી ચઢાવીને ચતુર્વ્યૂહનો ઉપનાયક એની જ માગણીથી બનાવવામાં આવ્યો છે એટલે હવે એ બોલી શકે તેમ નથી."

" પણ લડાઈ પછી નિશાળમાં તો તારે એના હાથ નીચે જ રીતે જવાનું છે. પરીક્ષામાં એ તને—"

" પરીક્ષાની પરવા જ કોને છે ? "

" પણ એને સારી રીતે સુધારી ન શકાય ? બિચારો–"

" એ ખરેખર સાવ બોતડ છે. એને કંઈ પણ શીખવવું બહુ મુશ્કેલ પડે છે. સિપાહીગીરી આમ બજાવવી જોઈએ અને તેમ બજાવવી જોઈએ એનાં ભાષણો જ એ લોકો આપી શકે છે, જાતે બજાવી શકતા જ નથી."

* * *

રજાનો હેતુ શો ? એવો એક ગાળો કે જે પસાર કરી લીધા પછી અસલ કામ પર જતાં મન ન થાય ? છૂટા પડવાનું છે એ ભાન પણ ફરીથી, વધુ તીવ્ર રીતે જાગે છે. મા મને મૌન રહી જોઈ રહે છે. એ દિવસો ગણતી રહે છે. રોજ સાંજ પડે અને એક

દિવસ ઓછા થાય છે. એણે મારો સામાન મુકાવી દીધો છે કે જેથી એ જોઈને મારે પાછા જવાનું છે જ એ વારે વારે યાદ ન આવે.

માણસ હવાઈ કિલ્લાઓ બાંધવા લાગે તો સમય જલદી પસાર થાય છે. હું તો મારી બેન સાથે સરકારી કોઠાર ઉપર જાઉં છું. લોકોની ત્યાં એટલી તો ભીડ હોય છે કે અંદર ગયેલા ઘણા બેભાન પણ થઈ જાય છે. ત્રણ ત્રણ કલાક સુધી વારો ન આવે અને ક્યારેક તો વારો આવે ત્યારે ભથ્થાનો જથ્થો ખૂટી પણ ગયો હોય.

મને મારું સિપાહીનું ભથ્થું મળતું હોય છે અને શહેરીઓ કરતાં એ ચડિયાતું પણ હોય છે એટલે અમને મજા હોય છે.

દિવસો હવે તો થોડા જ બાકી રહ્યા છે. માના ચહેરા પર ચિંતા પથરાય છે. ચાર દિવસ રહ્યા છે. મને થાય છે કે હવે કેમેરિકની મા પાસે જઈ આવું

* * *

એ પ્રસંગ લખી શકતો નથી. એ ડુસકાં ભરતી, ઝૂરતી સ્ત્રી મને હલાવી મૂકે છે. એના કરુણ શબ્દો મારા હૃદયને વીંધી નાખે છે : ' એ મરી ગયો, અને તું કેમ નહિ ! ' મારી આંખમાં દડદડ પાણી વહેવા માંડે છે. એણે જ કેમ મરી જવું પડ્યું ! તો તારો ત્યાં શો ખપ હતો ? જો તું—" એ ખુરશીમાં ઢગલો થઈને પડે છે. " તેં એને છેલ્લે જોયો હતો ? ખરેખર જોયો હતો ? કેવી સ્થિતિમાં એના પ્રાણ ગયા ? "

હું જુઠું કહું છું કે એને ગોળી વાગી અને એ જ ક્ષણે એના પ્રાણ ઊડી ગયા. એ મારી સામે તાકીને જોઈ રહે છે. એને શંકા પડે છે, " ના, તું જુઠું બોલે છે. મને ખબર પડી ગઈ છે. એ રિબાઈ રિબાઈને મર્યો છે. રાત્રે મને સ્વપ્નમાં એની ચીસો

સંભળાઈ હતી. એની વેદના અહીં, મારી આ છાતીમાં આવીને, બેઠી હતી, એ અમસ્તી નહિ. મને ખરું કહે, મારે જાણવું છે એ."

"હું ખરું જ કહું છું. હું એની પથારી પાસે જ હતો. ઘવાયા પછી એના પ્રાણ એક ક્ષણમાં જ ઊડી ગયેલા." હું ભાર દઈને બોલું છું.

એ મને કરુણ રીતે આજીજી કરે છે, "નહિ, મને કહે. તારે કહેવું જ પડશે. હું જાણું છું કે તું મને ફોસલાવે છે. પણ તું જોતો નથી કે આવું કહેવાથી મારી છાતી વધુ ચિરાય છે! શંકામાં રહીશ એ મારાથી નહિ સહેવાય. એટલે મને કહે, એ ગમે તેવું ભયંકર હશે તો ય તું જૂઠું કહેશે તેના જેવું તો નહીં જ હોય."

હું મૂર્ખ નથી કે એક વાર કહેલી વાતને ફેરવી નાખું. પછી તો એ એ વાતને પણ સાચી ન માને. એ માની લે કે ખરું ચિત્ર તો એથી યે ઘણું ભયંકર હોવું જોઈએ. પણ શા માટે એ આટલી વ્યથા પામે છે? એ સાચી વાત જાણે છે કે ન જાણે તેથી કેમેરિક મૃત્યુ પામ્યો છે તે વાતમાં ફેર પડતો નથી. જેણે હજારો જુવાનોનાં મુડદાં જોઈ નાખ્યાં છે તેને તો એ નવાઈ જ લાગે કે લોકો એક મુડદા ઉપર આટલો કકળાટ શા માટે કરે છે! એટલે હું મારી પહેલી જ વાત ઘૂંટયે રાખું છું, "તમે ખરું જ માનો, કેમેરિક ઘા વાગતાં જ મૃત્યુ પામ્યો હતો. એને કશી વેદનાની ખબર પણ પડી નહોતી, એનો ચહેરો કેટલો શાંત હતો ત્યારે!"

એટલે એ ધીમેથી કહે છે, "સોગંદથી કહે છે?"

"હા, સોગંદથી."

"તને જે કંઈ પવિત્ર છે તેના સોગંદથી?"

ભલા ભગવાન, એક માતાને સાંત્વન મળતું હોય તેથી વિશેષ પવિત્ર મારે શું?—અમારે મન પવિત્ર—અપવિત્ર સ્થિર વસ્તુ નથી.

"હા, એવા સોગંદથી."

"તું બોલે છે કે જો તારા કહેલા શબ્દો સાચા ન હોય તો તું જીવતો પાછો ન ફરે ?"

"હું બોલું છું, જો મારા શબ્દો સાચા ન હોય તો હું જીવતો પાછો ન ફરું."

આ કરતાં ય ભયંકર હોત તો ય હું સોગંદ ખાત. એના ચહેરા પર શાંતિ જોવા મળતી હોય તો દુનિયાના તમામ સોગંદો ઘોળીને પી જવા બહેતર હતા. એને મારી વાતમાં હવે વિશ્વાસ બેસે છે. એનું રુદન એકધારું ચાલે છે. કેમેરિકને ગોળી કેમ વાગી એની વાત પણ બનાવીને હું કહું છું.

છૂટો પડું છું ત્યારે મને ચૂમીને એ કેમેરિકનું એક ચિત્ર આપે છે. સિપાહીના ગણવેશમાં એ એક સાદા ટેબલ પાસે ઊભો છે. એની પાછળ પડદા પર ચીતરેલું જંગલ છે. પાસે બીયરની એક પ્યાલી છે.

* * *

ઘેર આ છેલ્લી સાંજ છે. કોઈ કશું બોલતું નથી. હું પથારીમાં વહેલો જઈને પડું છું. ઓશીકું લઈ તેમાં મોં દાબી રાખું છું. આવી સુંવાળી પથારીમાં ફરી સૂવા પામીશ કે કેમ તે કોણ જાણે છે ?

મોડી રાત્રે મા મારા ઓરડામાં આવે છે. તે માને છે કે હું ઊંઘી ગયો છું. હું પણ ઊંઘવાનો ઢોંગ કરી રાખું છું. વાત કરવી, જાગતાં એકમેક સામે જોવું, એ આ વખતે અસહ્ય છે.

તેને દરદ થતું હોવા છતાં, આંચકા આવતા હોવા છતાં, તે કેટલીયે વાર સુધી બેસી રહે છે. મારાથી એ જોવાતું નથી. છેવટ, જાણે હમણાં જ જાગતો હોઉં એમ હું આંખો ખોલી નાખું છું.
"મા ! કેમ બેઠાં છો ? જાઓ, શરદી લાગશે."

"સૂવાનું તો રોજ છે જ ને ?" એ ધીમેથી બોલે છે.

હું બેઠો થાઉં છું.

"તમે મારી ચિંતા ન કરો. અહીંથી કંઈ હું સીધો યુદ્ધ-મોખરા પર નથી જવાનો. તાલીમી છાવણીમાં મારે ચાર અઠવાડિયાં તો રહેવાનું છે. હું વચમાં એકાદ રવિવારે આવી જઈ શકીશ."

એ શાંત રહે છે. પછી મારા કપાળ પર મૃદુ સ્પર્શ કરી કહે છે—"તું બીએ છે?"

"ના, મા!"

"મારે એક વાત કહેવી છે. ફ્રાંસની છોકરીઓથી બચજે."

માતા—માતા! માતા માને છે કે એનો બાવીસ વર્ષનો પુત્ર હજી પણ બાળક જ છે! ઓહ મા, તારા ખોળામાં મારું માથું કેમ પડી જતું નથી? શા માટે હું રડી પડતો નથી? મારે સશક્ત અને સંયમી બનવાનું કારણ? મા, મને તારા ખોળામાં પડી રડવાનું મળે એ જ બસ છે. મા, હું બાળક મટીને મોટો થઈ ગયો પણ મારા કબાટમાં પેલાં ખમીસ અને સુરવાલ ટિંગાય છે—થોડાક જ વખત પહેલાંની મારી ઉમરનું તે સ્મરણ કરાવે છે—એ દિવસો કેમ ચાલ્યા ગયા?

શાંત પડીને હું કહું છું, "સમજું છું, મા! પણ અમારી બાજુ કોઈ છોકરીઓ છે જ નહિ!"

"અને યુદ્ધ-મોખરા ઉપર પણ ધ્યાન રાખીને રહેજે."

મા – મા, હવે તો એ જ ઇચ્છા રહે છે કે તારી જોડે જ હું સૂઈ જાઉં, તું ઊઠે ત્યારે જ ઊઠવું. પણ, પણ—

"હા, મા."

"હું રોજ ભગવાનને તારે માટે પ્રાર્થના કરીશ."

હવે નથી સહેવાતું. મા! હવે તો ફરીને એ ભૂતકાળમાં આપણે ચાલ્યાં જઈએ કે જ્યાં દુઃખ શું છે તેની ખબર પણ ન પડે—તું મા અને હું બાળક.

"તું હોશિયાર છે એટલે તને તો એવું કામ મળી શકે કે જેમાં જોખમ ન હોય." મા આગળ બોલે છે.

"હા મા, દાખલા તરીકે ભઠિયારખાનામાં મને કામ મળી શકે કે જ્યાં ભયનું નામ પણ ન હોય."

"તો તો એ જ કરજે, કોઈ કંઈ કહે તો —"

"તો એને કાન ધરીશ નહિ, મા !"

એ એક નિશ્વાસ મૂકે છે. અંધકારમાં એનાં સફેદ ચહેરો ચમકે છે.

"હવે તો તમે સૂઈ જ જાઓ."

એ ઊભી થતી નથી. હું ઊભો થઈને એને શરીરે ચાદર વીંટાળી દઉં છું.

એ મારો ટેકો લે છે. દરદથી એનાથી ચલાતું નથી. હું એને એની પથારી સુધી પહોંચાડી આવું છું. ત્યાં થોડી વાર એની પાસે બેસું છું.

"હવે, જો મા, હું પાછો આવું ત્યાં સુધીમાં તમારે સાજાં થઈ જવું પડશે."

"તું પાછો આવીશ તો તો જરૂર થઈ જઈશ."

"અને તારે તારી ચીજો મને મોકલી આપવાનું બંધ રાખવું. અમારે તો કેટલુંય હોય છે, ત્યાં ઘણુંય નકામું થાય છે અને અહીં એનો ઉપયોગ હોય છે."

સૂકા રણ જેવી એ—એ કે જે મને દુનિયામાં કશાને પણ ચાહે તે કરતાં વધુ ચાહે છે તે—પથારીમાં શાંત પડી છે. હું ઊઠવા જાઉં છું કે એ કહે છે, "બે પાટલૂન છે, આખાં ઊનનાં જ છે, બહુ હૂંફ આપશે, એ ભૂલ્યા વિના સાથે બાંધી લેજે."

મા ! માએ કેટલી મહેનતે, પાઈ પાઈ બચાવીને ભેગા કરેલા પૈસામાંથી, રાતદિવસના ઉજાગરા કરીને કેવી ચિંતાપૂર્વક એ બનાવ્યાં હશે ! આવી માને કયા મહા લાભ માટે મારે છોડી જવી પડે છે ? મા, તારા સિવાય મારા પર વિશેષ અધિકાર ધરાવનાર કોણ છે ? હું બેઠો છું; તું સૂતી છે; કેટલાં નજીક છીએ ? અને છતાં કેટલાં દૂર છીએ ! આપણે વાત કરવા ઇચ્છીએ છીએ પણ કરી શકતાં નથી.

વંદન કરી હું મારા ઓરડામાં આવું છું. અંધારું છે. માના શ્વાસો સંભળાય છે, ઘડિયાળનો ટકટક અવાજ સંભળાય છે. બહાર પવન ફૂંકાય છે તે સંભળાય છે. અખરોટના ઝાડમાંનાં પાંદડાંનો ખખડાટ સંભળાય છે.

વહેલી સવારે ઊપડવાનું હોવાથી અત્યારથી બાંધીને તૈયાર રાખેલા બિસ્તરા પર હું પડું છું; ઊભો થઈ ને પથારીમાં જાઉં છું. ઓશીકામાં દાંત ભરાવી દઉં છું. ખાટલાના લોખંડી સળિયાને મુઠ્ઠીમાં સજ્જડ રીતે પકડું છું.

મારે અહીં આવવું જ જોઈતું નહોતું. ત્યાં હું બેપરવા હતો, સ્થિતપ્રજ્ઞ કયારેક બની જતો—હવે એવો નહીં થઈ શકું. ત્યારે હું સિપાહી હતો, પણ હવે તો હું મારી પોતાની, મારી માની, બેનની, અને જેના હૃદયમાં સાંત્વન નથી, જેનો અંત નથી તે સૌની વેદના છું.

રજા ઉપર મારે નહોતું આવવું જોઈતું.

☆

૮

**તાલીમી** છાવણીથી હું પૂરો પરિચિત છું. જેડનને ડિમેસ્ટોસે અહીં જ શિક્ષણ આપ્યું હતું. પણ અત્યારે બધું ફેરવાઈ ગયું છે. પહેલાં જેમને ક્યારેક મળ્યો હોઉં એવા થોડા જ જણ રહ્યા છે.

યંત્રવત્ રોજનું કામ હું કર્યે રાખું છું. સામાન્ય રીતે સાંજે હું સૈનિકગૃહમાં જાઉં છું; ત્યાં છાપાં આવે છે, પણ છાપાંને હું અડતો પણ નથી. એક પિયાનો રાખવામાં આવ્યો છે, પિયાનો ગમે છે, એ વગાડું છું. મારી સાથે બે છોકરીઓ સૂર પુરાવે છે. એક તો જુવાન છે.

ઊંચી તારની વાડોથી છાવણીને સીમિત કરવામાં આવી છે. સૈનિકગૃહમાંથી મોડા નીકળીએ તો પાસ બતાવવો પડે. પણ ચોકિયાતો સાથે સારાસારી રાખે છે તેઓને એ મુશ્કેલી નથી નડતી.

સવાર-સાંજ અમે કવાયત કરીએ છીએ. માણસ જો બીજી કશાની ઇચ્છા ન રાખતો હોય તો કવાયત ભારે નથી પડતી. દોડતા અમે આગળ વધીએ, એકાએક શરીરોને નીચે પાડી દઈએ—એ

વખતે અમારા શ્વાસની હવાથી નજીકનાં ઘાસનાં તરણાં અને ફૂલો ડોલવા લાગે છે. આંખ રેતીની એટલી નજીક આવી જાય છે કે રેતીના કણ લાખો નાના સુંદર કાંકરા હોય એવા લાગે છે, પ્રયોગ-શાળામાં બનાવવામાં આવ્યા હોય તેટલા તે ચોકખા લાગે છે. એની અંદર હાથ દાટી રાખવાની બહુ ઇચ્છા થાય.

સૌથી સુંદર તો લાગે છે હારબંધ ઝાડોથી શોભતું વન. ઝાડોની ડાળીઓના અને પાંદડાંઓના અવારનવાર બદલાતા રંગો અને તેમની મેળવણી, અને ક્યારેક એમની પાછળ કોઈ વાદળું આવી જાય છે ત્યારે તો એ બહુ આકર્ષક લાગે છે. ઝાડોના લાંબા લાંબા પડછાયા છેક આકાશમાં ચડતા દેખાય છે ત્યારે એ કૂણો પ્રકાશ અને પારદર્શક પડછાયો જોવામાં હું એટલો તો લીન થઈ જાઉં છું કે હુકમ થાય છે તેનો અવાજ પણ મારા કાન ઝીલતા નથી. કુદરતને જોવા અને પ્રેમ કરવા માણસ ત્યારે જાય છે કે જ્યારે તે એકલો હોય છે. અહીં મારે કોઈ મિત્ર નથી, તેની ઇચ્છા પણ થતી નથી. અમે એક બીજાથી એટલા તો ઓછા મળતા થયા છીએ કે ઠઠ્ઠામશ્કરી કરવાનો. પાનાં રમવાનો કે સાંજે પડખોપડખ પડી થોડી ગિત્ર ખેંચવાનો પ્રસંગ જ ન આવે.

અમારી છાવણીને અડતી જ રશિયન કેદીઓની છાવણી છે. બે છાવણીની વચ્ચે તારની એક વંડી જ છે. પણ એ વંડીમાં થઈને આમતેમ જઈ–આવી શકાય. એ લોકો બહુ ઢીલા–પોચા લાગે છે, જો કે ઘણા ખરા મોટા દાઢિયાળા છે છતાં ગરીબડા છે જાણે ઓશિયાળું કૂતરું.

એ લોકો બીતા બીતા અમારી છાવણી બાજુ એઠનાં ડબલાં શોધવા ફર્યા કરે છે. એમને એમાંથી શું મળતું હશે તેની કલ્પના સહેલાઈથી કરી શકાય છે. ખોરાકની અમને જ કેટલી તંગી છે. પાણીમાં બાફેલાં ટીનસાંનાં છોતરાં, ધોયા વગરનાં ગાજરનાં ટોપકાં,

બટાટાના છૂંદાની કણીઓ—અને 'સરસ' કહી શકો તો પાતળું ભાતનું પાણી અને તેની ઉપર તરતી માંસની કટકીઓ, એ પણ એટલી બારીક કે એને મુશ્કેલીથી ભેગી કરી શકાય, આ એઠ.

જે મળે તે બધું પેટમાં ચાલ્યું જાય છે. પણ જો ક્યારે ય, જો ભાગ્યે જ બને, કોઈ કારણે કોઈને ખાવાની ઇચ્છા ન હોય તો તેનો ભાગ પોતે મેળવી લેવા કેટલાય હાજર હોય છે. એઠના ડબ્બામાં તો એ જ જાય કે જે ચમચામાં પણ ન આવી શકે. એમાં ઘણી વાર ટીનસાંનો છૂંદો, રોટીની કણીઓ અને એવું બીજું જાય.

આ એઠની ઉપર રશિયનો નજર નાખી રહ્યા છે અને લાગ મળતાં તે ચાટવા બેસી જાય છે.

અમારા જેઓ દુશ્મનો ગણાય તેઓ અમારી આટલી સમીપ હોય તે નવાઈ ગણાય. એમનો ચહેરો જોઈને માણસ વિચારમાં પડી જાય—પ્રમાણિક, બહુ જેવા, પહોળું કપાળ, પહોળું નાક, પહોળું મોં, પહોળા પંજા અને જાડા વાળ, ભોળા માણસો.

આમને તો લણવા, ખાંડવા અને વીણવાનું જ કામ અપાવું જોઈએ. ફ્રીઝલેન્ડના અમારા ખેડૂતો જેવા જ તેઓ માયાળુ લાગે છે.

એમને જોઈને—હાથ લંબાવીને ખાવાનું માગતાં જોઈને મનમાં ખૂબ અનુકંપા જાગે. બધા સાવ દૂબળા પડી ગયા છે. ભૂખથી મરી ન જાય તે માટે જ એમને કંઈક ખાવાનું આપવામાં આવે છે: અમને જ બરાબર ક્યાં મળે છે? તેઓમાં મોટા ભાગ—નાને મરડો થઈ ગયો છે. પાછળથી એમનાં ખમીસ લોહીથી ખૂબ ભીનાં થયેલાં દેખાય છે. એમની ડોક અને કેડ વળી ગઈ છે, એમનાં ઘૂંટણના સાંધા અવાજ કરે છે.

અમારામાંથી કોઈક ગમ્મતમાં એમને પાછળથી લાત મારે છે અને તેઓ પડી જાય છે, પણ એવા કોઈક જ. ઘણા તો કંઈ કરતા જ નથી, એમના પ્રત્યે ઉપેક્ષા જ બતાવે છે. કોઈ વાર જ્યારે તેઓ

માગ–માગ કરીને માથું પકવી દે ત્યારે ખીજમાં લાત લગાવાઈ જવાય. લાત ખાતાં તેઓ પોતાની આંખો બંધ કરી દે છે. અંગૂઠાના ટેરવાથી પણ નાના એવા એ બે ખાડામાં કેટલું દુઃખ ભરેલું છે!

સાંજ પડે એટલે તેઓ છાવણીમાં આવે અને વેપાર શરૂ કરે. શેનો વેપાર? એમની પાસે જે કાંઈ હોય તે આપીને રોટીનો એકાદ ટુકડો બદલામાં લેવો. એમની પાસે બૂટની સારી જોડીઓ હોય છે અને અમારા બૂટ બહુ ખરાબ હોય છે. અમારામાંના જેઓને પોતાને ઘેરથી કંઈક ને કંઈક ખાવા જેવું આવતું રહેતું હોય છે, તેઓ સરસ બૂટની જોડીની કિંમતે બે કે ત્રણ રોટી વેચે છે!

પણ હવે તો ઘણા રશિયનો પાસે આપવાની વસ્તુઓ ખૂટી ગઈ છે. પહેરવાનાં કપડાં પણ હવે દયા આવે તેવાં રહ્યાં છે. હવે તેઓ પોતાની શંખ છીપલાં પર કરેલી કારીગરી વેચવા પ્રયત્ન કરે છે. એની પાછળ એમણે કેટલો શ્રમ લીધો છે પણ બદલામાં એમને ખાસ કંઈ મળતું નથી. જર્મન ખેડૂતો વિનિમયની બાબતમાં બહુ લુચ્ચા અને નિષ્ઠુર છે. તેઓ રોટીનો ટુકડો રશિયનોના નાક સુધી લાવે છે, એમને ટગાવે છે અને પછી એમની પાસેથી જેટલું પડાવાય તેટલું પડાવી લઈને તે આપે છે. એ લઈને એમને ખાતા જોતાં પણ દયા ઊપજે છે. અને કોઈ વાર અમારા લોકો એમની ચીજ પડાવી લીધા પછી હાથમાંની રોટીનો ટુકડો તેમને આપવાને બદલે પોતાના મોંમાં મૂકી દે છે!

આપણે એક બીજાને કેટલા ઓછા સમજીએ છીએ!

* * *

મને ઘણીવાર રશિયનો પર ચોકી રાખવા મૂકવામાં આવે છે. અંધારામાં તેમના આકારો માંદી ભૂતાવળ જેવા લાગે છે. તેઓ વંડી પાસે આવીને મોંને ત્યાં જડી રાખે છે.

તેઓ સામાન્ય રીતે ચૂપ જ હોય છે, પણ બોલે છે ત્યારે પણ બહુ જ થોડા શબ્દો બોલે છે. મને લાગે છે કે અમે ધરાવીએ છીએ તે કરતાં તેઓ પોતપોતાની અંદર ભાઈ–ભાઈની અને માણસની લાગણી વધુ ધરાવે છે. એનું કારણ એ પણ હોય કે તેઓ વધુ સંકટગ્રસ્ત છે. એમને લાગે વળગે છે ત્યાં સુધી તો લડાઈ પૂરી થઈ ગઈ છે. પણ મરડામાં જ જો જીવવાનું હોય તો તો એમાં અને મૃત્યુમાં ફરક નથી.

એમની ઉપર નિમાયેલા સિપાહીઓ કહે છે કે તેઓ આવ્યા ત્યારે ખૂબ ઉત્સાહમાં લાગતા હતા. તેમની અંદર પણ અરસપરસમાં ઝઘડા, ઈર્ષા, બદમાશી અને ક્યારેક ખૂનાખૂની એવું બધું હતું.

તેઓ તાર આગળ આવીને ઊભા રહે, થોડી વાર ઊભા રહીને ચાલ્યા જાય. ઘણી વાર તો એક જાય અને બીજાએ એની જગ્યા પૂરી જ લીધી હોય. તેઓ ચૂપ ઊભા રહે છે, હાથ લંબાવીને સિગારેટનું ઠૂંઠું ઇશારાથી માગે છે.

અંધારામાં એમની આકૃતિઓ અને પવનમાં ફરફરતી એમની દાઢીઓ હું જોઉં છું. તેઓ કેદી છે એથી વિશેષ હું એમને વિષે કંઈ જાણતો નથી. તેમનાં જીવન નિર્દોષ અને નિરાશાપૂર્ણ છે. હું જો એમનાં નામ જાણતો હોત, તેઓ કેમ રહે છે, શેની તેઓ આશા રાખે છે, કેવી એમની ચિંતાઓ છે, એ કંઈ હું જાણતો હોત તો મારી લાગણીઓને માર્ગ મળત અને મને એમની પ્રત્યે સહાનુભૂતિ જાગત પણ હું તો કેવળ એમની પાછળ એક પ્રાણીને થતું દુઃખ, હતાશ જીવનનું ચિત્ર અને માનવીની નિર્દયતા જ જોઈ શકતો હતો.

આજ્ઞાના એક શબ્દે આ મૂંગા માનવીઓને અમારા શત્રુ બનાવી દીધા; આજ્ઞાનો એક જ શબ્દ એમને મિત્રો પણ બનાવી દઈ શકે. કોઈક ટેબલ ઉપર થોડાક લોકો કે જેમને અમે જોયા–જાણ્યા પણ નથી હોતા તેઓ એક કાગળિયા પર મતાં મારે છે અને વર્ષો સુધી જેને અમે ગુનો માન્યો હોય, જગતનું મોટામાં મોટું

ઘૃણિત પાપ માન્યું હોય તે માનવહત્યા જ અમારો પવિત્રતમ આદર્શ બની જાય છે! પણ આ મૌન માનવીઓના ગભરુ ચહેરા અને ઋષિઓ જેવી દાઢી જોનારો માણસ એ પાપ અને પુણ્યમાં ભેદ પાડી શકતો નથી. આ લોકો કરતાં તો નવા સિપાહીને મન લશ્કરી અમલદાર અને નાના વિદ્યાર્થીને મન શિક્ષક વધુ દુશ્મન હોય છે. અને છતાં અમે આ લોકોને વીંધી નાખવા તત્પર રહીએ છીએ અને જો તેઓ છૂટા હોય તો અમને વીંધવા તત્પર રહે.

મને આ વાતનો વિચાર કરતાં પણ ડર લાગે છે. આવો વિચાર કરવામાં જોખમ રહ્યું છે. એનો અત્યારે સમય નથી. પણ તો ય આ વિચારો હું છોડીશ નહિ. એને હું યુદ્ધ પૂરું થાય ત્યાં સુધી મારા અંતરમાં ઊંડે સંતાડી રાખીશ. મારું હૃદય જોરથી ધબકવા લાગે છે. આ આદર્શ છે, મહાન, સંપૂર્ણ આદર્શ છે, જેનું દર્શન મને ખાઈઓમાં થયું છે, અને જે મને જગતના પરિતાપને શાંતિમાં ફેરવવાનું એકમાત્ર ઠેકાણું લાગ્યું છેઃ માનવતાની લાગણીનો પ્રચાર કરો લડાઈનાં આ ઘૃણાપૂર્ણ વર્ષો પૂરાં થાય અને હું એ કામ આરંભી દઈશ.

હું મારા ગજવામાંથી સિગારેટો કાઢું છું, અર્ધી અર્ધી ભાંગીને રશિયનોને આપું છું. તેઓ મને નમસ્કાર કરે છે અને સિગારેટો ચેતવે છે. એમના હોઠો વચ્ચે લાલ ઝબકારો જોઈને મારા હૃદયને શાંતિ વળે છે. મને એ નાના ઝૂંપડાની બારીમાંથી દેખાતા ટમટમિયા જેવો લાગે છે, જે બોલે છે કે અહીં આછો પ્રકાશ છે પણ ઊંડી શાંતિ છે.

* * *

સવાર ઊગે છે અને એકાદ રશિયન કેદીના મૃત્યુના ખબર આવે છે. દરરોજ એકાદ તો મરણ પામ્યો જ હોય. વહેલી સવારે ધુમ્મસ હતું તે વખતે આજે એકનું મૃત્યુ થયું. દફન વખતે પહેરા

ઉપર હું હતો. તેઓ એક સમૂહગીત ગાય છે પણ એમના ગળા-માંથી અવાજ એટલો ઓછો નીકળે છે કે દૂર વગડામાં કંઈ વાજું વગાડતું હોય તેવું લાગે.

દફનક્રિયા જલદી પૂરી કરવામાં આવે છે.

સાંજે ફરીથી તેઓ તારની વંડી આગળ આવી ઊભા રહે છે. ઘાસનાં બીડના જંગલમાંથી પવન વહે છે. તારાઓ ઠંડાગાર દેખાય છે.

તેઓમાં જેઓ જર્મન ભાષા થોડીક બોલી શકે છે તેઓ-માંના થોડાકને હું ઓળખતો થયો છું. એમાં એક સંગીતકાર છે. એ કહે છે તે પ્રમાણે તે બર્લિનમાં વાયોલિન વગાડવા ફરતો. એને ખબર પડે છે કે હું પિયાનો વગાડું છું એટલે એ પોતાનું વાયોલિન લઈ આવે છે. બીજા પણ ભેળા થઈ જાય છે અને વંડીને ટેકો દઈ બેસે છે. એ ઊભો રહીને વાયોલિન વગાડવું શરૂ કરે છે. ભાવમાં તલ્લીન થવા તે કયારેક આંખો મીચી દે છે તો કયારેક તાનમાં આવીને ડોલવા લાગે છે અને મારી સામે જોઈને હસે છે.

એ લોકગીતો જ ઘણું ખરું ગાય છે એટલે બીજાઓ એની જોડે જોડે ગણગણી શકે છે. ઊંડા પાતાળમાંથી અંધકારની ખીણના દેશમાંથી અવાજ આવતો હોય તેવા તે લાગે છે. વાયોલિનનો સૂર એ સૌમાં બહાર તરી આવતો નાજુક કન્યાના તીણા સૂર જેવો છે. બીજા અવાજો થંભી જાય છે, વાયોલિનનો સૂર હજી ચાલે છે. રાત્રે એ એટલો પાતળો લાગે છે કે સ્થિર થઈ ગયેલો જ લાગે. આવું ગીત ઓરડામાં જ ચાલવું જોઈએ; અહીં ખુલ્લી હવામાં એ ગમગીન કરી મૂકે છે.

* * *

મેં ઘણા દિવસની રજાઓ માગી લીધી હતી એટલે રવિવારની મને રજા મળે તેમ ન હોવાથી યુદ્ધમોખરા પર જાઉં તે પહેલાં છેલ્લા રવિવારે મારા પિતા અને બેન મને મળવા આવે છે. અમે સૈનિકગૃહમાં આખા દિવસ સાથે બેસીએ છીએ. બીજે ક્યાં બેસીએ ? છાવણીમાં બેસવા જેવું નથી. બપોરે ટાણે અમે વગડામાં ફરવા નીકળી જઈએ છીએ.

કલાકો કાઢવા એ ભાલાં ભોંકાવાં જેવું છે. શું વાતો કરવી એ અમને સમજાતું નથી. એટલે વાત એક જ રહે છે. માને કેમ છે? એને કેન્સર જ છે. હોસ્પિટલમાં છે. થોડા દિવસ પછી ઓપરેશન થશે. આશા છે કે સારું થઈ જશે. પણ કેન્સરનો દરદી સારો કદી થયો છે !

" હોસ્પિટલમાં કયા વર્ગમાં છે ? " હું પૂછું છું.

" હમણાં તો ત્રીજા વર્ગમાં છે. ઓપરેશનનું ખર્ચ કેટલું આવશે તે જાણ્યા પછી વધારે કરી શકીએ. વળી ત્રીજા વર્ગમાં વસ્તી જેવું લાગે, વાતો કરવા માણસ મળે અને ખર્ચની રીતે પણ ઠીક. "

" એટલે, એ સૌ જ્યાં હોય છે ત્યાં જ છે ! ઊંઘ સારી લેવા મળે તો સારું. "

પિતાજીનું મોં વિલાઈ જાય છે, તેની ઉપર કરચલીઓ પડી જાય છે, મા સદાયની માંદી રહી છે, અને જ્યારે છૂટકો જ નહિ રહ્યો હોય ત્યારે હોસ્પિટલમાં ગઈ હશે, તો પણ એના ખર્ચના બોજાએ કેટલી ચિંતા કરાવી હશે ! પિતાજીનું જીવન એની જ પાછળ ખર્ચાયું છે.

" ખબર પડે કે ઓપરેશનનું ખર્ચ કેટલું આવવાનું છે—" પિતાજી બોલે છે.

" તમે સર્જનને પૂછ્યું નહિ ? "

"સીધે સીધું કેવી રીતે પુછાય ? એ લોકો એનો અવળો અર્થ લે. અને ઓપરેશન તો થવું જ જોઈએ."

હું હોઠ કરડું છું. ગરીબોને નસીબે સદા એ જ હોય છે. ખર્ચના આંકડા પણ તેઓ પૂછી ન શકે, અગાઉથી એની જ વ્યાધિથી એમને શોષાતા રહેવું પડે; અને શાહુકારો, કે જેમને ખર્ચની કંઈ પડી નથી હોતી, તેઓ બેધડક રીતે આંકડો માગી લે છે અને ડોકટરો એનો અવળો અર્થ કરતા પણ નથી.

"પાછળનું પાટાપિંડીનું પણ ખર્ચ બહુ આવતું હોય છે."

"સહાયબંડોળ મદદ નથી કરતું ?" હું પૂછું છું.

"લાંબા વખતની બીમારી છે એટલે–" પિતાજીનું ગળું રૂંધાય છે.

"આપણી પાસે કેટલુંક નાણું હશે ?"

માથું હલાવીને તેઓ કહે છે. "એ તો હું વધારાનું પણ કામ કરું જ ને !"

હું સમજી જાઉં છું: રાત્રે બાર વાગ્યા સુધી તેઓ ટેબલ આગળ ઊભા રહી કાગળો વાળવાનું, ચોટાડવાનું અને કાપવાનું કામ કરશે. રાત્રે આઠ વાગે થોડોક સમય મેળવી જેવું તેવું જે મળ્યું તે પેટમાં નાખી લેશે પછી માથાના દુખાવાની ભુક્કી ફાકી લઈ કામ ઉપર મંડી રહેશે.

એમને આનંદમાં લાવવા માટે હું સૈનિકોની, નાયકોની, સરદારની અને બીજી મજા પડે તેવી વાતો કહું છું.

પછી એમને વળાવવા હું સ્ટેશન સુધી સાથે જાઉં છું. છૂટા પડતાં તેઓ મને બટેટાંપૂરીની એક થેલી અને અથાણાનો બાટલો આપે છે. મારી માએ એ બનાવીને મારે માટે મોકલ્યું છે.

તેઓ જાય છે. હું છાવણીમાં પાછો ફરું છું.

સાંજે થોડી પૂરી ઉપર અથાણું લઈ હું ખાઉં છું પણ એમાંથી રસ જ નથી છૂટતો. મારી આંખોમાં પાણી ભરાઈ આવે છે. જઈને એ હું રશિયન કેદીઓને આપી આવું છું. હું બધું જ આપી દેત પણ પછી મને યાદ આવે છે કે માએ દરદથી પિડાતાં પિડાતાં પણ ચૂલા આગળ ઊભાં રહી કેટલી મહેનતે એ બનાવેલ હશે, એટલે હું બાકીનું રાખી મૂકું છું.

૯

કેટલાક દિવસો સુધી અમે મુસાફરી કર્યે રાખીએ છીએ. આકાશમાં પહેલાં વિમાનોનાં દર્શન થાય છે. ટ્રાન્સપોર્ટ લારીઓને વટાવીને અમે આગળ ધપ્યે રાખીએ છીએ. તોપો–તોપો. ઊડતી રેલવે અમને ઉઠાવી જાય છે. હું મારી ટુકડીની તપાસ કરું છું. કોઈને ખબર નથી કે ખરેખર તે કઈ તરફ પડી છે. રાત્રિ ગમે ત્યાં ગાળી નાખું છું ગમે ત્યાંથી થોડું ખાવાનું અને કેટલીક સૂચનાઓ મેળવી લઉં છું. એમ હું મારા સામાન સાથે આગળ વધું છું.

દરમિયાનમાં મારા જાણવામાં આવે છે કે અમારી ટુકડી હવે ઉજ્જડમાં પડી રહી નથી, તે પણ ફેંકાતી ટુકડીઓમાંની એક બની ગઈ છે અને જ્યાં ઉગ્રમાં ઉગ્ર ઘર્ષણ હોય ત્યાં તેને ફેંકવામાં આવે છે. એ સાંભળીને મને આનંદ નથી થતો. અમારે પક્ષે કેટલી ખુવારી થઈ રહી છે તેની વાતો મને સાંભળવા મળે છે. કેટ અને આલ્બર્ટ વિષે હું પૂછપરછ કરું છું. કોઈને એમની ખબર નથી.

એમની શોધમાં હું અહીંથી તહીં આથડું છું. લાગણીઓનો પ્રવાહ વિચિત્ર રીતનો બની ગયો છે. આખરે મને ચોક્કસ માહિતી મળે છે અને અમલદારની કચેરીમાં હું ખડો થાઉં છું.

વડો નાયક મને રોકી રાખે છે; ટુકડી એ જ દિવસમાં પાછી આવી પહોંચવાની છે, સામે જવાનું કંઈ કારણ નથી.

" રજા કેવીક માણી? લહેર પડી ને?" એ પૂછે છે.

" થોડી તો પડી જ."

" હા, એમ જ તો. પાછું આપવાનું હોય એટલે પૂરી માણી ન શકાય. અર્ધી મજા એ ખ્યાલમાં જ મારી જાય છે."

એ દિવસ હું રખડું છું. ટુકડી આવે છે, ધૂળમાં રગદોળાયેલી, થાકીને લોથ બનેલી અને હતાશાથી ભરેલી. સવાર હજી ઊગે છે. હું દોડતો સામો જાઉં છું, ડોળા આમતેમ ઘુમાવતો સૌની અંદર ઘૂસું છું. જેડન છે, નાક છીંકતો મુલર છે, કેટ છે, ક્રોપ છે. અમે અમારી કાથાની પથારીઓ બાજુ બાજુમાં નાખી દઈએ છીએ. એમનો દેખાવ જોઈને હું ખિન્ન બનું છું, કારણ હું સમજી શકતો નથી. અમે અંદર બેસીએ તે પહેલાં એમને માટે હું બટાટાપૂરી અને અથાણું લઈ આવું છું.

ઉપરની એ પૂરી ચવળ થઈ ગઈ છે પણ નીચેની બધી જ સારી છે. ઉપલી એ હું મારે માટે રાખું છું અને સારી સારી એમને આપું છું.

કેટ ખાતાં ખાતાં પૂછે છે, " તારી બાએ બનાવી?"

" હા." હું ધીમેથી કહું છું.

" સ્વાદ ઉપરથી જ મને ખબર પડી જાય. સરસ છે."

હું રડી જ પડયો હોત. મેં ધ્રુસકું દબાવી રાખ્યું. પણ થોડા વખતમાં એ લાગણી ભૂલી જઈશ. અહીં કેટ છે, ક્રોપ છે, આ મારું સ્થાન છે.

સૂવા જતા પહેલાં વાત થાય છે, ક્રોપ કહે છે, " તું ભાગ્યશાળી, સંભળાય છે કે અમારે રશિયામાં લડવા જવાનું છે."

રશિયામાં ? ત્યાં લડાઈ જ ક્યાં છે ?

દૂર દૂર મોખરા ઉપરથી ગર્જના આવે છે. ઝૂપડાંની દીવાલો ધ્રુજી ઊઠે છે.

* * *

સફાઈનું કામ એકાએક ખૂબ આવી પડ્યું છે. અમારું કામ અવારનવાર તપાસાય છે. ભાંગ્યું–તૂટ્યું, મેલું કે ઉકરડા જેવું બધું નવું કરી નાખવાનું છે. એક અફવા છે કે સુલેહ થવાની છે. એ અફવા સાચી હોય કે ખોટી પણ બીજી અફવા છે કે અમને રશિયામાં મોકલવામાં આવનાર છે, અને એ સાચી છે. પણ એની સાથે સફાઈને શું લાગે વળગે ? આખરે વાત ફૂટી જાય છે કે કૈઝર નિરીક્ષણ માટે આવે છે.

આઠ દિવસ તો એવા ગયા કે જાણે અમે ગંધાતી ગટરમાં પુરાયા. મળ અને મેશનો પાર નહિ. અમને ચીતરી ચડે છે. કામ કરવું ગમતું નથી. એના કરતાં કવાયત ઓછી ત્રાસજનક. મોખરા કરતાં આ કામ સૈનિકને વધુ થકવી નાખે

છેવટે એ ઘડી આવે છે. અમે હારબંધ ઊભા રહીએ છીએ. કૈઝર આવે છે. એ કેવો છે એ જોવા અમે ખૂબ આતુર છીએ. એ ધીરે ધીરે હાર પાસેથી ચાલતો જાય છે. એને જોયા પછી હું ખરેખર નિરાશ થઈ ગયો. આ કૈઝર ? એનું ચિત્ર જોયું હતું તે પરથી તો કલ્પના હતી કે એ ખૂબ ઊંચો પહોળો અને ખડતલ હશે. એનો અવાજ તો પહાડી હશે જ.

એ લોઢાના ક્રોસ વહેંચે છે. આની તેની સાથે વાત કરે છે અને ચાલ્યો જાય છે.

પાછળથી અમે ચર્ચા કરીએ છીએ. જેડન કહે છે,

" આ જ નેક નામદાર ! અને આની પાસે બધાએ, અપવાદમાં કોઈ જ બાદ નહિ, સીધા અક્કડ ઊભા રહેવું પડે ! હિન્ડનબર્ગને પણ સીધા ઊભું રહેવું પડે ! "

"હા જ તો." કેટ કહે છે.

પણ જેડનનું બોલવું હજી અધૂરું છે. એક ક્ષણ વિચાર કર્યા પછી એ પૂછે છે: "અને રાજાને શહેનશાહ પાસે આમ સીધા ઊભા રહેવાનું હશે?"

એ તો અમારામાંથી કોણ જાણતું હોય? પણ અમે એમ ધારતા નથી. બંને એટલા બધા ઊંચા હોય છે કે એમને એ રીતે સામસામા ઊભા રહેવાની જરૂર નહિ પડતી નહિ.

"પણ તું છેક ત્યાં ક્યાં પહોંચે છે? મૂળ વાત એ છે કે તારે તો સીધા ઊભા રહેવું પડે છે ને?" કેટ કહે છે.

પણ જેડન કલ્પનામાં બહુ ફસાતો હોય છે. એ વિના એના ગર્વને ચેન ન પડે. એટલે કહે છે, "હાં પણ, હું નથી ધારતો કે શહેનશાહ જાજરૂ આપણી પેઠે જ જતો હશે."

અમે બધા હસી પડીએ છીએ.

આલ્બર્ટ બીજો મુદ્દો ઉપાડે છે. "કેઝર ન હોત તો લડાઈ થઈ હોત કે નહિ? મને લાગે છે કે એણે લડાઈની ના પાડી હોત તો લડાઈ ન થાત."

"હું કહું છું કે તો પણ થાત." હું વારો લઉં છું. "એ તો પહેલેથી જ લડાઈની વિરુદ્ધ હતો."

"સારું ભાઈ, એમ. પણ દુનિયામાં વીસ ત્રીસ માણસો એવા છે કે જેમણે ના પાડી હોત તો લડાઈ ન થાત." આલ્બર્ટ આગળ વધે છે.

"હા, એ ખરું. પણ એ બદમાશો ના શા માટે પાડે?" મારાથી બોલાઈ જવાય છે.

"પણ કેટલું વિચિત્ર છે—આપણે કહીએ છીએ, 'અમે અમારા પિતૃદેશની રક્ષા માટે લડવા આવ્યા છીએ.' ફ્રેંચો કહે છે,

'અમે અમારા પિતૃદેશની રક્ષાને જ માટે લડીએ છીએ.' બંનેમાંથી સાચું કોણ ?"

"બંને !" હું એમ માનતો નહોતો છતાં કહું છું.

"વારુ, ત્યારે આપણા પ્રોફેસરો, પાદરીઓ, નેતાઓ અને છાપાંઓ કહે છે કે આપણી જ વાત સાચી છે, માનો કે સાચી હોય, તો ફ્રાંસના પ્રોફેસરો, પાદરીઓ, નેતાઓ અને છાપાંઓ કહે છે કે તેઓ જ માત્ર સાચા છે, તેનું શું ?" આલ્બર્ટ તો જાણે પરીક્ષા લેવા બેઠો.

"એ મને ખબર નથી, ભાઈ." હું જવાબ આપું છું.

"એમાંથી કોઈ એમ તો કહેતું નથી કે અમારે ફ્રાંસને કે જર્મનીને મારી નાખવું છે. તો રક્ષા કોની સામે કરવાની છે ?"

"એ પણ આપણે જાણતા નથી. પણ બંને એકમેક સામે લડે છે; પૂર જોશથી લડે છે." હું કહું છું.

"બંને એટલે કોણ ? બંને દેશ ? દેશ એટલે ભૂમિ ને ? તો ભૂમિ તો લડવા જતી નથી. જર્મનીના પહાડો ફ્રાન્સના પહાડો સામે ઊકળતા નથી, નદીને નદી સાથે, ઝાડને ઝાડ સાથે, પંખીને પંખી સાથે તો ઝઘડો જણાતો નથી."

"ભૂમિ ઉપર ઝાડ–નદી–પહાડ–પંખી છે તેમ માણસ પણ છે ને ? માણસોને તો માણસો સામે વિરોધ છે ને ?" ક્રોપ બોલે છે.

"નહીં ભાઈ, હું જાહેર કરવા તૈયાર છું કે મને કોઈ ફ્રેંચ સામે કશું નથી." જેડન બોલે છે.

"તારા જેવા એકાદ હાલી–મવાલીની વાત કોણ કરે છે !" આલ્બર્ટ ભારેખમ ચહેરો બનાવી બોલે છે.

"ત્યારે હું તો લડાઈમાંથી ખસી જઈ શકું ને ? મને ઘેર જવાની રજા મળશે ?" જેડન હસે છે.

"અરે, મૂરખ!" મુલર કહે છે. "આલ્બર્ટ તને એ રીતે યાદ નથી રાખતો. તારા એકના મતની કંઈ ગણતરી નહિ, એ કહે છે એનો અર્થ એ કે આખી પ્રજાની ગણતરીમાં તું સમાઈ જ જાય છે. આખી પ્રજા–સરકાર કહે કે ફ્રાંસ સામે આપણે વેર છે એટલે તારે પણ એમની સામે વેર છે એ સમજી લેવાનું."

"સરકાર—!" જેડન લમણે આંગળી રાખી જાણે ગંભીર વિચાર કરતો હોય તેમ બેસે છે. "સરકાર– સેનાપતિ, સૈન્ય, કરવેરા, એ તારી સરકાર ને? સરકાર એટલે એ, એમ તું કહેતો હોય તો, નમસ્તેજી."

"ગાગાભર, જેડન!" કેટ બોલે છે. "સરકાર અને સ્વદેશ એ બે વચ્ચે ઘણો ભેદ છે."

"પણ બંને એકમેક સાથે સંકળાયેલાં છે ને? સરકાર ન હોય તો સ્વદેશ જ ક્યાંથી હોય?" ક્રોપ હાથ પછાડીને કહે છે.

"જરા વિચાર કરજે. આપણે તો સામાન્ય લોક છીએ. ફ્રાંસમાં પણ મોટા ભાગનાં લોક કોણ છે? મજૂરો, ખાણિયાઓ, ખેડૂતો, ગરીબ કારકુનો—બધાં સામાન્ય લોક. હવે કહેજે, ફ્રાંસનો સુથાર કે મોચી આપણી સામે લડવા શા માટે ચાહે? ના, માત્ર શાસનકર્તાઓ જ લડવા ચાહે છે. અહીં આવ્યા પહેલાં મેં એક પણ ફ્રેંચમેનને કદી જોયો નહોતો. અને મોટા ભાગના ફ્રેંચોનું પણ એવું જ હશે કે એમણે આપણને નહિ જોયા હોય. જેમ આપણને કંઈ પૂછવામાં નથી આવ્યું તે જ રીતે એમને પણ નહિ પુછાયું હોય."

"તો, આ લડાઈનો હેતુ શો?" જેડન પૂછે છે.

"હેતુ?" કેટ ખભા હલાવે છે. "કેટલાક લોકોને ફાયદો થવાનો હશે."

"એવા કેટલાકોમાં હું નથી." જેડન કહે છે.

"તું જ શું, અહીં છે તેમાંના કોઈ નહિ."

"તો. એ કેટલાક એ કોણ? મને નથી લાગતું કે કૈઝરને પણ લાભ થઈ જવાનો હોય. એને ખાવા-પીવા-રહેવા બધું, જેટલું અને જે જોઇએ તે મળે છે." જેડન કહે છે.

કેટ જવાબમાં માથું હલાવે છે "કંઈ ચોક્કસ તો ન કહેવાય. પણ એમ કહેવાય છે કે મોટો શહેનશાહ હોય એણે એકાદ લડાઈ તો કરી જ હોવી જોઇએ. નહિ તો એની કીર્તિ ન થાય. વાંચી જો તારી ઈતિહાસની ચોપડીમાં."

"અને સેનાપતિઓ પણ યુદ્ધથી જ નામાંકિત બને છે ને?" ડેટરીંગ સૂર પુરાવે છે.

"તેઓ તો વળી શહેનશાહો કરતાં પણ વધુ." કેટ કહે છે.

"પણ ખાસ લાભ પામી જનારા લોકો તો એમના પાછળ જોવા મળે છે." ડેટરીંગ વધુ જાણે છે.

"મને તો આ એક જાતની બીમારી જ લાગે છે." આલ્બર્ટ કહે છે. "સૌ કહે છે કે લડાઈ આમારે નથી જોઈતી અને છતાં ય લડાઈ સામી આવીને ઊભી જ રહે છે. અને અર્ધી દુનિયા એની સાથે થઈ છે."

"પણ, આપણા કરતાં બીજા દેશો જૂઠાણાં બહુ ફેલાવે છે. કેદીઓ ઉપર ફેંકવામાં આવતાં કરકરિયાં જુઓ, એમાં લખે છે કે આપણે બેલ્જિયન બાળકોને ખાઈ જઈએ છીએ. મને થાય છે કે એવું જૂઠું લખનારને ફાંસીએ ચડાવી દેવો જોઈએ."

મુલર ઊભો થતો બોલે છે, "ગમે તેમ, એટલું સારું છે કે લડાઈ જર્મનીમાં હોવાને બદલે અહીં છે. બોંબથી બચવા માટેનાં ભોંયરાં તો જુઓ."

"પણ વધુ સારું એ છે કે લડાઈ ક્યાંય જ ન હોય."

"સૌથી સારું એ છે કે આ વાતો આપણે બંધ કરીએ." આલ્બર્ટ ઘાસ ઉપર લાંબો થતો બોલે છે.

"બરાબર છે, એથી પરિસ્થિતિમાં કંઈ ફેર પડતો નથી. નાહક મન ઉદાસ બનાવીએ છીએ." ક્રેટ કહે છે.

અને પરિસ્થિતિને વધુ ખરાબ બનાવવા અમારી પાસેની નવી વસ્તુઓ પાછી લઈ લઈ તેને ઠેકાણે જૂનાં ચીંથરાં ફરીને આપવામાં આવ્યાં છે. સારી ચીજો તો નિરીક્ષણના વખત પૂરતી જ આપવામાં આવી હતી.

* * *

રશિયા જવાને બદલે અમે મોરચા પર ફરીને જઈએ છીએ. અમારા રસ્તામાં એક બેહાનમેદાન થઈ ગયેલું જંગલ આવતું હતું. કેટલેક ઠેકાણે ઊંડી ગુફાઓ થઈ ગઈ હતી. "કોઈ જબરી તોપની છાયામાં આ જગ્યા આવી ગયેલ હશે" હું ક્રેટને ઉદ્દેશીને કહું છું.

ઝાડનાં ઠૂંઠાં ઉપર મુડદાં ટીંગાતાં હતાં. ઝાડની એક ખાંચમાં બેઠેલા સૈનિકના શરીર પર એક પણ કપડું નહોતું. હજી પણ એના માથા ઉપર ટોપ છે. એ સિવાય તમામ અંગો ઉઘાડાં છે. એના શરીરનો ઉપલો અર્ધો ભાગ જ કાયમ છે, પગ નથી રહ્યા.

"આને શું માનવું ?" હું પૂછું છું.

"કપડાં ઉડાડી દેવામાં છે." ક્રેડન જવાબ આપે છે.

"નવાઈ છે, પણ એવું જોવામાં તો ઘણી વાર આવ્યું છે. ખાઈની માટી સાથે પાણી અને ચૂનો મળે છે ને શરીરને લાગી જતાં કપડાં સાવ જ બળી જાય છે." ક્રેટ સમજાવે છે.

પછી આમતેમ નજર નાખતાં ઊડતાં ચીથરાં, ખદખદી ગયેલા માંસના લોચા અને મુડદાંનાં અંગો પરના ડાઘ જોવામાં આવે છે. એક મરેલા સિપાહીના ગળામાં ડગલાનો માત્ર કાંઠલો જ છે અને પાટલૂનના બે પાંયચામાંથી એક જ પાંયચો જેવો તેવો રહેવા પામ્યો છે. એના બે હાથમાંથી એકે દેખાતો નથી.

ત્રીસેક વાર દૂર એના હાથ પડેલા મળે છે. અંદરથી વહેલા લોહીથી ધૂળ કાળી બની ગઈ છે.

જોઈ ને અમારી આંખો ફાટી રહે છે, અમારી વાચા બંધ થઈ જાય છે.

* * *

શત્રુપક્ષની સૈન્યસ્થિતિ શી છે તે જોઈ આવવા એક ટુકડીને મોકલવામાં આવે છે. રશિયનોના સમાગમમાં આવ્યા પછી મને બીજા લોકોને ઓળખવામાં રસ આવ્યો છે એટલે હું પણ એમની જોડે મારું નામ નોંધાવું છું. અમે એક યોજના નક્કી કરી લઈએ છીએ. તારની બહાર સરકી જઈએ છીએ અને વિભાગ પાડીને છૂટા પડી છાની રીતે આગળ જઈએ છીએ. થોડીક વાર પછી એક છીછરું ભોંયરું આવે છે. એમાં હું ગરકી જાઉં છું. સાધારણ ગોળીબાર ચાલે છે. બધી દિશામાંથી એ આવે છે. ગોળીબાર ભારે નથી પણ એ માથું ઊંચું તો થવા ન દે.

કંઈક બોંબ જેવું મારી બાજુમાં પડે છે. મેં એને પડતાં જોયેલા નહિ એટલે હું ચમકી જાઉં છું. એ જ ક્ષણે એક મૂર્ખાઈભરી બીક મારી ઉપર સવાર થઈ જાય છે. હું એકલો છું. ચારે તરફ ગાઢ અંધકાર છે, મને લાગે છે, કોઈ બે આંખો મને બીજા ભોંયરામાંથી જોઈ રહી છે, મારા ફુરચા ઉડાડી મૂકવા એક બોમ્બ તૈયાર છે. મારાં અંગો સંકોડી દેવા હું કોશિશ કરું છું. આ કંઈ હું પહેલી જ વાર નીકળ્યો નથી, આમાં ખાસ કંઈ જોખમ પણ નથી. પણ રજા પછી હું પહેલીવાર જ નીકળ્યો છું. અને પ્રદેશ મારાથી અપરિચિત છે.

હું મનને સમજાવું છું કે ચમકવું એ મૂર્ખાઈભર્યું છે. અંધારામાં મને જોતું હોય તેવું કોણ હોય? તો, આવો નીચો મારો કરે પણ નહિ.

પણ મારી મૂંઝવણ વિચારોને મગજમાં પાછા ધકેલી દે છે. મને શિખામણ દેતી મારી મા. તારની વંડીને અઢેલીને બેઠેલા

દાઢીવાળા રશિયનો, છાવણી અને સિનેમા મારી નજર સમક્ષ આવે છે. ભયભીત અને વ્યથિત એવા મારી સામે, હું જે દિશા તરફ મોં કરું તે તરફ એક બંદૂકની અણી અવાજ વિના આવીને ઊભી રહે છે. મારે અંગે અંગે પરસેવો છૂટી જાય છે.

હું એકદમ નીચે બેસી જાઉં છું. હું સમય જોઉં છું. હજી તો થોડીક જ મિનિટો ગઈ છે. મારું કપાળ નીતરે છે, મારી પાંપણો પરથી પરસેવો નીતરે છે. મારા હાથ પાણી પાણી થાય છે અને ધીમે ધીમે હું શ્વાસ લઉં છું. આ ભયના ઓછાયા—આભાસ સિવાય કશું જ નથી. પ્રાણીને સહજ એવી બીક જ મને ધ્રુજાવે છે.

છેવટે હું સૂઈ જવાનો પ્રયત્ન કરું છું. ધરતી સાથે મારાં અંગો ચોંટી જાય છે. પછી તો હું બેઠો થવા પ્રયત્ન કરું છું તો પણ અંગો ધરતીથી છૂટાં પડવા રાજી નથી. હું પડી જ રહેવાનો નિર્ણય કરું છું.

પણ અચાનક એક નવી હવાનું મોજું મારી ઉપરથી ચાલ્યું જાય છે. આજુબાજુ જોતા હું એકદમ ઊભો થઈ જાઉં છું.

અંધારામાં તાકી તાકીને જોઈને મારી આંખો બળવા લાગે છે. એક તીર—બોંબનો સિસકારો થાય છે, હું નીચો નમી જાઉં છું.

હું એકદમ મારી અંદરથી જોર કરું છું. થાય છે કે મારે બહાર નીકળવું જોઈએ, છતાં ભોંયરામાં ભરાઈ જાઉં છું. 'એ તારા મિત્રો જ છે, એ કંઈ પેલી અક્કલહીન અમલદારી આજ્ઞા નથી. એમાં બગડવાનું શું છે? તારે તો તારી એક જ જિંદગી ખોવાની છે ને?"

રજા જ આનું કારણ. મારા મનમાં હું નિર્બળતાનું કારણ શોધું છું. પણ હું સ્વસ્થ થઈ શકતો નથી. હું ઘેરી બેશુદ્ધિમાં પડી જાઉં છું. કેટલીક વારે જાગીને ધીરે ધીરે ઊભો થાઉં છું. અને શરીરને ઘસડતો અર્ધો બહાર નીકળું છું. પણ મોટા અવાજો સાંભળીને પાછો અંદર પેસી જાઉં છું. તોપમારા વચ્ચે પણ શંકા-

સ્પષ્ટ અવાજોને પારખી લેવાય છે. હું કાનને સરવા કરું છું. મારી પાછળથી અવાજ આવતો હતો. અમારા જ માણસો ખાઈમાં ચાલી રહ્યા છે. અચાનક મને કેટના જેવો અવાજ સંભળાય છે.

તરત જ મારામાં ગરમી આવી જાય છે. આ અવાજ અને આ પગલાં મને સાથીપણાના બંધનનું સ્મરણ કરાવે છે. જીવન કરતાં પણ એ વિશેષ છે. મા કરતાં પણ વિશેષ છે. ભય જેટલો શરીરને નથી વળગેલો તેટલું એ વળગેલું છે. જગતમાં સૌથી શ્રેષ્ઠ, શક્તિશાળી અને મમતાપૂર્ણ છે મિત્રનો અવાજ.

હવે હું અંધારામાં ફફડતું જીવડું નથી. હવે હું મારા દોસ્તોનો દોસ્ત છું. એ અને હું એક જ જીવન અને એક જ ભયમાં જીવવાના પછી ભય કયાં રહ્યો? એમની અંદર, એમના અવાજમાં, જેણે મને બચાવ્યો અને જે સહાય મારી પડખે ઊભો રહેવાનો તેમાં મારી જાતને હું પોઢાડી દઉં.

સાવચેતીથી, ચુપકીદીથી હું કિનારી ઉપર ચડી આવું છું, થોડુંક અંતર ભાંખોડિયાંભર ચાલું છું. આજુબાજુ નજર નાખતો અને ગોળીઓનો પથાર ધ્યાનમાં લેતો પાછલો રસ્તો યાદ રાખતો આગળ વધું છું, પછી હું બીજાઓને ભેટવાનો પ્રયત્ન કરું છું.

બીક તો મને હજી યે છે પણ સમજપૂર્વકની છે. એ તો અસાધારણ ગણાય તેવી સાવચેતી છે. ફૂંકાતો પવન રાતને ઘેરી બનાવે છે. અવારનવાર હું અટકી જાઉં છું, ઇન્દ્રિયોને સ્થિર કરી દઉં છું, પણ કંઈ બનતું નથી. આમ ઠીક ઠીક આગળ વધ્યા પછી એક મોટો વળાંક લઉં છું. હજી સુધી કોઈ ભેટયું નથી. પણ એક એક વાર આગળ વધું છું અને વધુ આશ્વસ્ત બનું છું. આવે વખતે વીંધાઈ જવું એ ઠીક નહિ.

પછી એક નવી બીક મનમાં ઊભી થાય છે. દિશા હવે યાદ રહેતી નથી. એક ખાડામાં શાંતિથી બેસી જાઉં છું અને યોગ્ય સ્થાનનો

વિચાર કરું છું. ઘણી વાર એવું બન્યું છે કે કોઈક બિચારો છૂટકારાનો દમ ખેંચી ખાઈમાં કૂદી પડે અને પછી ખબર પડે કે એ તો ખોટે ઠેકાણે આવી પડયો. એવું જ તો મારું નથી બન્યું ?

થોડી વાર અવાજોની દિશા પકડવાનો પ્રયત્ન કરું છું પણ ગોળાઓના સખત અવાજો વચ્ચે ઉત્તાપમાં નક્કી નથી કરી શકતો કે કઈ બાજુ વધવું. સંભવ છે કે હું હરોળને સમાંતર જ ચાલ્યો જતો હોઉં અને રાત્રિ શાશ્વત હોય. એટલે હું મોટા વર્તુલમાં બધી દિશાઓમાં ઘૂમવા માંડું છું.

સત્યાનાશ જાય આ રોકેટોનું ! કલાક કલાક સુધી એ સળગતાં રહે અને માણસને ડગલું એકે ચાલવા ન દે: ચાલે તેવો જ વીંધાઈ જાય.

પણ પડયા રહ્યે તો કંઈ વળે નહિ, હું ઘૂમ્યે રાખું છું. ઘૂંટણ ભર ચાલીને હથેળીઓ પણ ચિરાઈ જાય છે. ઘણી વાર લાગે કે ક્ષિતિજપર પ્રકાશ આવે છે પણ એ તો કેવળ આભાસ જ. ધીરે ધીરે મને લાગવા માંડે છે કે જમણી તરફ જવું એ જીવન મૃત્યુનો પ્રશ્ન છે.

એક ગોળ તૂટે છે. એની પાછળ તરત જ બે બીજા તૂટે છે. પછી તો એમની વચ્ચે વાડેલા તૂટવા સંબંધી હરીફાઈ જામે છે. ગોળમારો—મશીનગનો ગડગડે છે. હવે તો કયાંક ભરાઈ રહેવામાં જ ડહાપણ. હલ્લો શરૂ થયો છે. જ્યાં જુઓ ત્યાં રોકેટો વછૂટે છે.

એક મોટા ખાડામાં હું ગૂંચળું વળી પડી રહું છું, મારી નીચે કમર સુધી પાણી છે. એમ લાગે કે કોઈ ગોળો ખાડામાં પડે તેમ છે તે વખતે પાણીમાં ઊંડા બેસી જવું અને મરેલા જેવા થઈ પડયા રહેવું, એવા આશ્વાસન સાથે હું પાણીમાં બેસી રહું છું.

એકાએક મોટા ધરતીકંપ જેવું થાય છે. એકદમ હું ડૂબકી મારી જાઉં છું. શિરસ્ત્રાણને મોઢા આગળ પાડી નાખું છું અને પાણી નાકને અડવા ન પામે અને ગૂંગળામણ ન થાય તેમ કરું છું.

સ્થિર પડ્યો રહું છું. ક્યાંક કંઈક ગાજે છે, ગગડે છે અને એ નજીક દડતું આવતું હોય તેમ લાગે છે. મારાં અંગો ઠરી જાય છે. એ અવાજ મારી ઉપરથી પસાર થઈ જાય છે. પહેલો એક વિચાર આવી જાય છેઃ કોઈ બીજો પણ આ ખાઈમાં કૂદી આવે તો! વિચાર આવતાં જ હું મારું ખંજર કમરમાંથી ખેંચી કાઢું છું, એને મજબૂત રીતે પકડું છું અને પાણીમાં જ હાથને સંતાડી રાખું છું. મારું મગજ જોરથી બોલે છે, 'ભોંકી દેવું, ગળામાં જ સીધો ઘા મારવો કે એક શબ્દ પણ બોલી શકે નહિ. એ પણ ભયભીત જ હશે. એ દશામાં ઘા આવતાં કંઈ બોલી જ શકાય નહિ.

હવે અમારું તોપખાનું ગાજે છે. એક બોંબ મારી નજીકમાં પડે છે. મારે રૂંવે રૂંવે આગ પ્રગટી જાય છે. અમારા જ બોંબથી મારું મૃત્યુ થશે? પાણીની અંદર જ મારા દાંત કચકચે છે. પણ અંતે તો એક જ વસ્તુ શકય છે, બબડાટ કરવો કે પ્રભુને યાદ કરવા.

બોંબોના અવાજથી મારા કાન બહેર મારી જાય છે. અમારી ટુકડીઓ સામો હલ્લો કરશે તો તો હું બચી જઈશ. હું એટલું જાણું છું કે અમારી કાંટાળા તારની વાડો સાબૂત અને મજબૂત છે. એના કેટલાક ભાગ ઉપર વીજળીક પ્રવાહ પણ ચલાવ્યો છે. રાઈફલોના બાર વધ્યા છે, એ લોકો આગળ વધી શકયા નથી, તેઓ પાછા હઠે છેઃ ધુમ-અવાજો, સુસવાટો અને પછડાટો સંભળાય છે. એ બધામાં એક જ ચીસ રહેલી છે. તેઓ આગ નીચે શેકાવા લાગ્યા છે. પ્રતિ-આક્રમણ જોરદાર છે.

*　　　*　　　*

હવા હવે કંઈક હળવી બને છે. મારી ઉપર પગનાં સંભળાય છે. આવ્યાં, ગયાં. ફરીને. મશીનગનની તડતડાટી તો એક સળંગ સાંકળ બની છે. હું જરાક પાસું ફરવા જાઉં છું ત્યાં મારી ઉપર ધબ્બ સરખું કંઈક વજનદાર ગબડે છે. અને એક ધુબાકા સાથે એક શરીર ખાડામાં પડે છે, ડૂસકાં મારે છે અને મારી આડું સૂએ છે—

મારું ખંજર લઈને હું એની ઉપર ધસી જાઉં છું—

હું સ્તબ્ધ બની જાઉં છું. બહુ તીવ્રપણે ઈશ્વરનું સ્મરણ થઈ આવે છે. એકાએક શરીરમાં જબરું તોફાન મચી જાય છે, પછી ક્ષણમાં એ કેવું નરમ અને પછી તરત જ નિશ્ચેતન બની જાય છે! શુદ્ધિમાં આવું છું ત્યારે મને ખબર પડે છે કે મારા હાથ અકળાઈ ગયા છે. પડેલા માણસના ગળામાં ગુડગુડ અવાજ બોલે છે. જાણે ઊંટ ગળું ખંખારે છે. એના શ્વાસોમાં મોતનો ઘુઘવાટ જણાય છે પણ એ ઘુઘવાટમાં એનું જ હૃદય હળાય છે. મને એનું મોં માટીથી ભરી દઈને બંધ કરી દેવાની ઈચ્છા થાય છે. એની છાતીમાં ખંજર હુલાવી દઈને એને ચૂપ કરવાની ઈચ્છા થાય છે. એ મને રખે છતો કરી દેશે. પણ એક વાર સંયમ કેળવી લઉં છું, બીજી વાર મારામાં નિર્બળતા જ એટલી ભરાઈ આવે છે કે એને મારવા મારો હાથ ઊંચકાતો નથી.

એટલે હું દરમાંના દરને ખૂણે જઈને ઊભો રહું છું. મારી આંખો એની ઉપર ચોંટી રહી છે. મારો હાથ ખંજર ઉપર ગ્રહી ગયો છે. એ કંઈ કરે તે સાથે તેની પર કૂદી પડવા તૈયાર થઈ રહ્યો છું. પણ એની ઘરઘરાટીમાં હું જોઈ શકું છું કે એ હવે કંઈ કરી શકશે નહિ.

હું એને ઝાંખો ઝાંખો જોઉં છું. મને એક જ ઈચ્છા રહે છે, અહીંથી નીકળી જવાની. એ જલદી નહિ કરી શકું તો 'મોડું' કર્યું ગણાશે. હું માથું ઊંચું કરવા જાઉં છું પણ તેમ કરવું અશક્ય લાગે છે. મશીનગનોની એટલી તો ઝડી વરસી રહી છે, એક જ કૂદકો મારવાની સાથે આરપાર વીંધાઈ જ જાઉં.

ગોળીઓ કેટલી ઊંચાઈએથી પસાર થાય છે તે જોઈને ખાતરી કરવા શિરટોપ ઉતારીને હાથમાં ઊંચો પકડું છું. બીજી જ ક્ષણે એક ગોળી એની સાથે અફળાઈને એને મારા હાથમાંથી નીચે પાડી દે છે. જમીનને અડી અડીને ગોળીઓ વીંઝાય છે. શત્રુ-હરોળથી હું એટલો નજીક છું, કે બહાર નીકળવાનો પ્રયત્ન કરતાં જ સપડાઈ જાઉં.

પ્રકાશ વધે છે. બળતો ઝળતો હું અમારા પક્ષના હુમલાની રાહ જોઉં છું. એક પછી એક મિનિટ તીક્ષ્ણ કટકટ કરતી ચાલી જાય છે. મારી સામે ખાડામાં પડેલી કાળી આકૃતિ સામે જોવાની હવે મારી હિંમત ચાલતી નથી. ગોળીઓ સિસકારા કરે છે. દૂર દૂર સુધીની લોખંડની જાળીની પેઠે તેનો પટ પથરાઈ ગયો છે.

મારું ધ્યાન મારા લોહિયાળા હાથ તરફ જાય છે. મને ચીતરી ચડે છે. માટી લઈને તે ઉપર દાબી દઉં છું. માટી નીચે લોહી દેખાતું બંધ થઈ જાય છે.

ગોળીઓના સુસવાટ ઓછા થતા નથી. બંને બાજુથી સરખા જ જોશમાં એ વહે છે, અમારા માણસોએ તો મને કયારનો ય ગૂમ થઈ ગયેલો માની લીધો હશે.

*   *   *

પરોઢ ઊગ્યું છે: શાંત અને સ્વચ્છ. પેલી ધરધરાટી ચાલુ થાય છે. કાનમાં હું આંગળાં ખોસી દઉં છું. પણ પછી વિચાર આવે છે કે એમ કરવાથી તો બીજું પણ કંઈ નહિ સંભળાય. હું આંગળાં કાઢી લઉં છું.

પેલી આકૃતિ તો હલે છે. મારા શરીરમાં ધ્રુજારી પેસી જાય છે. પછી મારી આંખો એની ઉપર ખોડાઈ જાય છે. નાની અણિયાળી દાઢીવાળો એક માણસ મારી સામે પડયો છે. એનું માથું એક

તરફ ઢળી ગયું છે. એક હાથ અધેથી વળી ગયો છે, એના પર માથું ઢળ્યું છે. બીજો હાથ છાતી ઉપર છે, એ લોહીવાળો છે.

હું મનમાં બોલું છું; એ મરી ગયેલ છે, મરી જ જવો જોઈએ. એની ચેતનાઓ તો સૂઈ જ ગઈ છે. માત્ર શરીર જ ઘર-ઘર અવાજ કરે છે. પણ ત્યાં તો માથું ઊંચું થવાનો પ્રયત્ન કરે છે. એક ક્ષણ માટે ગળાનો અવાજ પણ મોટો થઈ જાય છે. પણ પછી હાથ ઉપર માથું પડી જાય છે. માણસ મરી નથી ગયો. મરવાની અણી ઉપર છે પણ મર્યો નથી. હું એની તરફ ઘસડાઉં છું, અચકાઉં છું પણ હાથને જમીનનો ટેકો આપીને આગળ ચાલું છું. વળી અટકી જાઉં છું, ત્રણ વાર જેટલું અંતર મહા પરાણે કાપું છું. હું એની પાસે આવી ઊભું છું.

એની આંખો ખૂલે છે. એણે મારો અવાજ સાંભળ્યો હશે. મારી સામે એ ભયથી આંખો ફાડી રહે છે. એનું શરીર જડની પેઠે પડ્યું છે પણ આંખોમાં ઊડીને ભાગી જવાનો ભાવ એટલો પ્રબળ દેખાય છે કે લાગે છે કે એ જ આખા શરીરને ઉપાડીને એક જ કૂદકે સેંકડો માઈલ દૂર મૂકી આવશે. શરીર મૌન છે, સંપૂર્ણપણે મૌન છે. નિઃશબ્દ; ઘરઘરાટી પણ નથી થતી; પણ આંખો ચીસો નાખે છે, નાસી જવાના એક પ્રબળ પ્રયત્ન માટે જીવન સમગ્ર એમાં એકત્ર થયું છે, મૃત્યુના મહાભયે, મારા ભયે એમાં જીવન આખું ઝબકી આવ્યું છે.

મારા પગ સ્થિર રહી શકતા નથી. હું કોણી ઉપર નમી જાઉં છું 'ના, નહિ' હું ધીમો ઉચ્ચાર કરું છું.

આંખો મારી તરફ વળે છે. ભયાનક! એ શાંત નહિ બને ત્યાં સુધી મને શાંતિ નહિ મળે.

પછી એનો હાથ છાતી ઉપરથી સરે છે, એક થોડાક જ, થોડાક જ તસુ એ નીચે સરે છે. પણ એનું એટલું હલનચલન

આંખની શક્તિને નરમ પાડી દે છે. હું આગળ આવીને નમું છું, માથું હલાવું છું અને ઉચ્ચારું છું, "ના, નહિ, નહિ." હું તો મદદ જ કરવા ઇચ્છું છું એ બતાવવા એક હાથ હું થોડો ઊંચો કરું છું. એનું કપાળ હળવે હળવે થાબડું છું.

એની આંખો એકદમ શાંત થઈ જાય છે. પાંપણો નીચી ઢળી જાય છે. હું એના ખમીસનો કાંઠલો ખોલી નાખું છું અને માથાને સરખો ટેકો આપું છું.

એના હોઠ અર્ધા ખુલ્લા થાય છે. હોઠ ફફડે છે, કંઈક શબ્દો એમાં રચાય છે પણ અંદરથી આછી હવા સુદ્ધાં બહાર નીકળી શકતી નથી. હોઠ તદ્દન સુકાઈ ગયા છે. મારી પાણીની થેલી હું સાથે લાવ્યો નથી. પણ અહીં ખાડામાં જ કાદવ સાથે પાણી ભળેલું જ છે, હું મારો રૂમાલ એમાં ભીંજવું છું અને ગંદા પીળા રંગના પાણીનાં ટીપાં એના હોઠ ઉપર પાડું છું, જેમથી એ ટીપાંને એ ચાટી લે છે. હું બીજી વાર રૂમાલ ભીંજવી લાવું છું.

પાટો બાંધી શકાય તો બાંધવા માટે હું એનાં કપડાં ખોલી નાખું છું. જો હું પકડાઉં તો પણ હું આને મદદ કરતો હતો એ જાણીને પણ એ લોકો મને ગોળીથી વીંધી નાખવાનો વિચાર છોડી દે. પણ એ અનિચ્છા બતાવે છે. હાથથી રોકવાની તો એના હાથમાં શક્તિ જ નહોતી. ખમીસ ચોંટી ગયું હતુ અને ઊખડતું નહોતું. એનાં બુતાન પાછળ હતાં. એટલે એની ઉપર તો કાપ જ મૂકવા પડે. એમ કરવા હું ચાકુ હાથમાં લઉં છું કે એની આંખોમાં આગલા ભાવો ચમકી આવે છે. આંખો ચીસ પાડી ઊઠે છે. પણ હું શાંતિથી કહું છું. 'દોસ્ત–દોસ્ત–દોસ્ત, હું તને મદદ કરું છું." વારે વારે હું એ બોલું છું કે જેથી એ મારા ભાવને સમજી જાય.

એને ત્રણ ઘા વાગ્યા હતા. મારી પાસેનો સામાન એને પૂરો થઈ રહે છે. નીચેથી લોહી ધખધખ વહી જાય છે. હું ત્યાં જોરથી હાથ દબી રાખું છું. એ ઊંહકારા કરી રહ્યો છે.

આથી વિશેષ હું શું કરી શકું ? વિશેષમાં તો બસ રાહ જ જોવાની.

* * *

**આ** ક્ષણે ... ! ઘરઘરાટી ફરીથી ચાલુ થાય છે. માણસ કેટલો ધીમે ધીમે મરે છે ! એ જીવવાનો તો નથી જ. બપોરે સ્થિતિ ભયંકર થઈ ઊઠે છે. ફરતાં ફરતાં મારી રિવોલ્વોર ગૂમ ન થઈ ગઈ હોત તો મેં એને વીંધી જ નાખ્યો હોત. ખંજર મારી શકવું અશક્ય છે.

બપોરે હું બાણ ઉતાર્યા ગીમામાં ગોથાં ખાઉં છું. ભૂખ મને ખાઈ જાય છે. ભૂખના દુઃખે હું રડી પણ શકતો નથી અને તે સહી પણ શકતો નથી. પેલા મરતા માણસને માટે પાણી પાવા હું વારે વારે રૂમાલ ભીંજવી લઉં છું અને હું પણ પાણી પી લઉં છું.

મારા હાથે મરેલો આ પહેલો જ માણસ. મારી સામે જ એ પડ્યો છે. એના મોતનું કારણ હું છું. કેટ, ક્રોપ, અને મુલરે કોઈને માર્યા હશે ત્યારે એમને આવું જ થયું હશે, હાથોહાથની લડાઈમાં ઘણાને આવું થાય છે.

પણ આ માણસ હજી શ્વાસ લે છે અને છોડે છે. એક એક શ્વાસ મારા હૃદયને થીજવી દે છે. એની પાસે મને ભોંકવાનું એક અદૃશ્ય ખંજર છે: એનો કાળ અને મારા વિચારો.

એ જીવતો રહે તો હું ઘણું આપવા તૈયાર છું. અહીં રહેવું અને તેને જોવો અને સાંભળવો એ કઠિન છે.

બપોરે લગભગ ત્રણ વાગે એ મૃત્યુ પામે છે.

હું ફરીથી મુક્ત શ્વાસ લઉં છું, પણ થોડી ક્ષણો માટે જ. પછી તો જે શાંતિ પથરાઈ રહે છે તે પેલા ઊંહકારા કરતાં યે

ભયંકર લાગે છે. એ ઘરઘરાટી, ઉંડકારા અને નિશ્વાસો હવે મોટું સ્વરૂપ ધારણ કરી મને ફફડાવી રહે છે.

કેવું પાગલપણું! પણ કંઈક કરવું તો જોઈએ જ. હું એ મરેલા માણસને ફરીથી સરખો સુવડાવું છું. એ સાવ ઠંડો છે. હું એની આંખો બંધ કરી દઉં છું, આંખો માંઝરી છે. એના વાળ કાળા અને છેડેથી ગૂંચળાવાળા છે. મૂછ છે, નીચે એના હોઠ ફૂણા ફૂણા લાગે છે. નાક સહેજ વળેલું છે. ચામડી પીળા ઘઉંવર્ણી છે. જીવતો હતો ત્યારે જેવી પીળી લાગતી હતી તેવી પીળી હવે નથી લાગતી. એકાદ ક્ષણ તો ચહેરો તંદુરસ્ત પણ લાગે છે. પછી અચાનક એમાં ફેર પડી જાય છે. આ પહેલાં ઘણી વાર જોયા છે તેવા જ રૂપનો ચહેરો બની જાય છે.

ઘેર એની પત્ની હજી એનો વિચાર કરતી હશે; શું બન્યું છે એની એને ખબર નહિ હોય. એણે પત્નીને બહુ વાર પત્રો લખ્યા હોય તેવો એના ચહેરા પર ભાવ છે. એની પત્નીને હજી પણ એકાદ એનો લખેલો પત્ર મળવાનો હશે. કદાચ કાલે જ કે રખડતો રખડતો એકાદ મહિને પહોંચશે, ને એ વાંચતી હશે. એમાં એની જોડે વાતો કરતી હશે.

વિચારોથી હું ધ્રુજી ઊઠું છું. પણ એ અટકતા જ નથી. કેવી હશે એની પત્ની? પતિની જોડે હશે ત્યારે કેવી લાગતી હશે? જો મને અમારી હરોળનો રસ્તો સૂઝી ગયો હોત અને પાછો ગયો હોત, અથવા જો તે આહીંથી બે વાર જ દૂર ડાબી બાજુ દોડી ગયો હોત તો એ અત્યારે આ ખાઈની પેલી તરફ બેસીને પોતાની પત્નીને બીજો પત્ર લખતો હોત.

પણ ભાવિ અમને દોરતું હોય છે ત્યાં મારા આ વિચારો શા કામના? જો કૅમેરેકનો પગ છ જ ઇંચ જમણી તરફ હોત, જો હેય વેસ્થસ વધુ ત્રણ જ ઇંચ આગળ નમ્યો હોત—નકામા વિચારો.

* * *

શાંતિ–શાંતિ! મારે બોલવું છે. મારે બોલવું જોઈએ એટલે હું એની સાથે વાતો કરું છું: 'દોસ્ત, મારી ઈચ્છા તને મારવાની નહોતી. જો હવે ફરીને તું અહીં કૂદી પડે તો હું તને ન જ મારું. તું સભાન હોય તો પણ નહિ. પણ ત્યારે તો તું મારા મનમાં એક અરૂપ પદાર્થ જ હતો. એ અરૂપ પદાર્થની ભ્રમણા હતી કે જેનો જવાબ મારા મગજમાં ચીસ પાડી ઊઠયો. મેં જેના પર ઘા કર્યો તે તે અરૂપ પદાર્થ ઉપર જ. હવે જ તું રૂપધારી મનુષ્ય તરીકે મારી આંખો સામે આવ્યો છે. ત્યારે મને દેખાતાં હતાં તારા હાથમાંનો બોંબ, તારી બીસ્ચ અને તારી રાઈફલ. હવે મને દેખાય છે કે તારી પત્ની, તારો એક જુદો પ્રાણ, અને આપણી દોસ્તી. દોસ્ત, મને ક્ષમા કર, ક્ષમા કર, ક્ષમા કર. આપણે અરૂપને જ પકડતાં જોઈએ છીએ, રૂપધારી આપણને બહુ મોડે મોડે દેખાય છે. એ લોકો અમને કહે છે કે તમે અમારા શત્રુ છો, તમે અમને મારી નાખવા આવો છો; શા માટે એ લોકો નથી કહેતા કે તમે અમારા જેવા જ પ્રાણ છો, તમને પણ મૃત્યુભય છે, તમને પણ મૃત્યુની વેદના થાય છે. ક્ષમા કર દોસ્ત દોસ્ત! શત્રુ શી રીતે હોય? આ રાઈફલ અને આ બોંબ જો આપણા હાથમાં ન હોત તો કેટ અને આલ્બર્ટની પેઠે તું પણ મારી જોડે બેઠો હોત દોસ્ત! જો તું ઊભો થતો હોય તો મારી જિંદગીનાં વીસ વર્ષ આપી દેવા તૈયાર છું, તારે જોઈએ તેટલાં વર્ષો લઈ લે, એ વર્ષોનો મારે શો ઉપયોગ છે તે હું અત્યારે સમજી શકતો નથી."

બધું સ્થિર છે. મોખરા પર શાંતિ છે, સિવાય કે રાઈફલોની તડતડાટી. ગોળીઓ વરસ્યે જાય છે, છૂટીછવાઈ નહિ પણ બરાબર સ્થાન જોઈ જોઈને હું ખાડામાં જ પડયો રહું છું.

"હું તારી પત્નીને લખીશ." મૃત સૈનિક પ્રત્યે હું કહું છું. "હું લખીશ, મારી પાસેથી જ એણે જાણવું જોઈએ. તને મેં કહ્યું

તે બધું જ હું એને લખીશ. હું એને સંકટમાં નહિ રહેવા દઉં. હું એને, તારાં માબાપને પણ, અને તારાં બાળકોને પણ હું સહાય કરીશ.

એના ગજવામાંથી એક સ્મરણિકા હું શોધી કાઢું છું. પણ એને ખોલતાં અચકાઉં છું. પણ એની અંદર એનું નામ હશે તે ન જાણું તો કાળ મારા આ ચિત્રને ભૂંસી નાખી શકે. પણ એનું નામ મારા મગજ પર ખીલીનું કામ કરશે. એ મગજમાં ચિત્રને કોરી દેશે.

સ્મરણિકા હું ખોલું છું. કેટલાંક ચિત્રો અને કાગળો બહાર નીકળી પડી જાય છે. મારો ઇરાદો એમને એકઠાં કરીને પાછાં જ મૂકી દેવાનો છે પણ જે વેદના નીચે હું બીંસાઈ રહ્યો છું--ક્ષુધા, ભય, અને અનિશ્ચિતતા અને આ માણસ પાસે રહીને વિતાવેલા કલાકોથી ઊપસી આવેલી લુબ્ધતા, એથી મને કંઈ સમજ પડતી નથી, આનાથી હું છૂટવા મથું છું અને આ રિબામણીનો અંત લાવવા ઇચ્છું છું. અકળાઈને માણસ કઠણ પથ્થર ઉપર પણ હાથ પછાડવા લાગે, એ એને વાગશે એવું એની સમજમાં આવતું નથી, વેદના વચ્ચે બીંસાતા મને પણ કંઈ સમજ પડતી નથી, હું ચિત્રો જોવા લાગું છું.

એક સ્ત્રી અને એક બાળકીનાં ફોટોગ્રાફ છે. વાડની દીવાલની પાર્શ્વભૂમિમાં શિખાઉએ પાડેલા ફોટોગ્રાફ. કંઈક લખેલું છે પણ એ ફ્રેંચમાં છે, ઉકેલાતું નથી, પણ શું લખ્યું હશે તે કલ્પી લઉં છું. એકે એક શબ્દ મને વીંધી નાખે છે, મારી છાતીમાં ખંજર ભોંકયા જેવું કરે છે.

મારા મગજને હદ ઉપરાંતની ખેંચ આવતી પડી છે. પણ એટલું તો હું સમજી જાઉં છું કે મેં પહેલાં જે ઇરાદો રાખ્યો હતો તે પ્રમાણે આ લોકોને હું પત્ર લખી શકીશ નહિ. ચિત્રો સામે હું જોઈ રહું છું. પૈસાદાર લોકોનાં તો નથી જ. જો કયારેય હું કમાવા પર ચડવાનો હોઉં તો મારે એમને ખૂબ ખૂબ પૈસા મોકલવા જોઇએ. મારે મારું રક્ષણ કરવું હોય તો મારે આ માણસને મારા જીવન સાથે જડી દેવો, એને માટે થાય તે બધું કરવું. હું

પ્રતિજ્ઞા કરી નાખું છું કે મારે આને ખાતર, એના કુટુંબને ખાતર જીવવું. અહીંથી એક વાર ભાગી જઈ શકાશે તો તો જોઈ લેવાશે.

હું એનું નામ વાંચું છું—જીરાર્ડ દુવાલ, બીબાં ગોઠવનાર.

એની પાસેની પેન્સિલથી હું એક કવર ઉપર સરનામું લખી લઉં છું અને ચોપડી, ચિત્રો પત્રો બધું તેના ખિસ્સામાં ઝટપટ મૂકી દઉં છું.

છાપખાનાવાળા જીરાર્ડ દુવાલને મેં માર્યો; મારે પણ છાપખાનાવાળા થવું. અસમજમાં હું બોલવા લાગું છું, હું પણ બીબાં ગોઠવનારો બનીશ.

બપોરે મને કંઈક શાંતિ જણાય છે. મારો ભય પાયા વિનાનો હતો. હવે એ નામ મને વ્યથિત કરતું નથી. હું એને 'દોસ્ત' એમ પૂર્ણ શાંતિથી સંબોધીને કહું છું: "આજે તારો વારો, કાલે અમારો, પણ જો આમાંથી હું છૂટવા પામીશ તો આ કે જેણે આપણને બંનેને નીચે પાડ્યા છે, જેણે તારું જીવન હર્યું છે, અને મારું—? મારું પણ જીવન હર્યું છે તેની જોડે હું લડીશ. હું પ્રતિજ્ઞાથી કહું છું કે આ સ્થિતિ ફરી નહિ આવે."

સૂર્ય નીચે ઊતરે છે. ભૂખ અને થાકથી હું બેબાકળો થઈ ગયો છું. આમાંથી નીકળવાની મને આશા નથી દેખાતી. હું તંદ્રામાં પડું છું અને સાંજ આવે છે એનું પણ ભાન મને નથી રહેતું. સંધ્યા ખીલે છે.

એકાએક મને ટાઢ ચડતી હોય તેમ લાગે છે. મને મૃત્યુનો આભાસ થાય છે. મારી સામેના મરેલા માણસને આપેલ વચન હું ભૂલી જાઉં છું. 'નહિ નહિ, મારું વચન હું પાળીશ જ.' હું હોઠ ફફડાવીને ગણગણું છું, પણ મને ખબર છે કે એ શબ્દો અંતરમાંથી ઊઠતા નથી.

એક તારો દેખાય છે. યુદ્ધમોખરો શાંત છે. ઊંડા શ્વાસો લેતો હું મન સાથે વાતો કરું છું: "પોલ, બહુ મૂર્ખાઈ કરી, હવે તો ચૂપ થા. ચૂપ રહે તો જ બચી શકશે." મારું ઘરનું નામ બોલતાં મને લાગે છે કે કોઈ બીજું મારી સાથે વાત કરે છે. એના સંબોધનમાં પ્રભાવ લાગે છે.

અંધકાર વધે છે. મારી ઉત્તેજના શાંત બની છે. સાવચેતીથી હું પડ્યો રહું છું. પહેલું રૉકેટ વછૂટે છે. પછી હું એકદમ બહાર કૂદી પડું છું. મારી પડખે પડેલા મૃત્યુમાં સૂતેલા માણસને હું ભૂલી જાઉં છું. મારી સામે ફૂટતી રાત્રિ અને આછું ચમકતું મેદાન છે. બીજા એક ભોંયરાને જોઉં છું. તેજ વિલીન થઈ જતાં હું એમાં કૂદી પડું છું. ફરી લાગ મળ્યે બહાર કૂદી આવું છું, આગળ દોડું છું અને ત્રીજો ખાડો આવતાં તેમાં કંઈક વાર સંતાઈ રહું છું. એમ આગળ વધતો જાઉં છું.

રૉકેટના પ્રકાશમાં સામે જ તારની અંદર કંઈક હલતું હું જોઉં છું. હું સંકોડાઈ જાઉં છું અને સ્થિર થઈને પડી રહું છું. બીજી વારના રૉકેટના ચમકારામાં ધ્યાનથી હું જોઈ લઉં છું. એ અમારી જ ખાઈના સિપાહીઓ હોય એવું લાગે છે. પણ શંકારહિત તો અમારા શિરટોપોને ઓળખ્યા પછી જ બનું છું. હું બૂમ મારું છું અને સામેથી તરત જ મારા નામના ઉચ્ચાર થાય છે: "પોલ, પોલ—"

હું હર્ષથી છલકાઈને ઉત્તર વાળું છું. કેટ અને આલ્બર્ટ ઝોળી લઈને મારી શોધમાં નીકળ્યા છે.

"ક્યાં ય જખમાયો છે?"

"ના."

અમે તરત ખાઈમાં બેસી જઈએ છીએ. હું પ્રથમ તો ખાવાનું જ માગું છું અને લુસલુસ ખાવા જ માંડું છું. મુલર સિગારેટ આપે છે. એ પીતાં પીતાં હું એમને થોડા શબ્દોમાં બન્યું હતું તે કહી નાખું છું. એમાં નવીનતા નહોતી. એવું તો બહુ બને છે. રાત્રે આક્રમણ એ અસામાન્ય પ્રકાર છે. એક વખત રશિયામાં કેટને બે દિવસ અને બે રાત શત્રુ-હરોલની પાછળ પડયા રહેવું પડયું હતું.

એ વખતે તો મૃત છાપખાનાવાળાની વાત મેં ન કહી. પણ એને હું હૃદયમાં સંઘરી શકું તેમ નહોતો. કેટ અને આલ્બર્ટને હું એ કહું છું. એ લોકો મને દિલાસો આપે છે: "પણ એનો ઉપાય જ નહિ. તું એ સિવાય બીજું શું કરે ? એટલા ખાતર જ તો તું અહીં આવ્યો છે."

એમની વાતથી મને આશ્વાસન મળે છે. એમની હાજરીમાં મને શાંતિ લાગે છે. ત્યાં હું જે બકયે ગયો તે મૂર્ખાઈ જ હતી.

"દાખલા તરીકે આ જ જોને !" કેટ આંગળીથી બતાવે છે. નિશાનચોડીઓ આગળ નિશાનબાજો ઊભા છે. એ લોકો દૂરબીનમાંથી શત્રુ-હરોલનું નિરીક્ષણ કરે છે, અને અવારનવાર બાર કરે છે.

પછી બૂમ સંભળાય છે: "બરાબર નિશાન !" "જોયું, કેવો હવામાં ઊછળ્યો'તો ?" સાર્જન્ટ ઓઍલરીશ ગર્વથી ગરદન ઘુમાવે છે અને બીજું નિશાન લે છે. એણે આજે સૌથી વધારે માણસો માર્યા છે.

"આને તું શું કહીશ ?" કેટ પૂછે છે.

હું માથું હલાવું છું.

"જો એ બરાબર આ રીતે કામ કરતો રહે તો એને લાગે છે કે એને એક પક્ષીની આકૃતિની એક રંગીન પટ્ટી છાતી ઉપર લગાડવા મળશે." આલ્બર્ટ કહે છે.

"અને સંભવ છે કે એને અવેજીનો ટુકડીઓનો અધિનાયક પણ બનાવવામાં આવે." કેટ બીજી શકયતા કહે છે.

અમે એકમેક સામું જોઈ રહીએ છીએ. "હું એ કદી ન કરું." હું કહું છું.

"બધું જ સરખું, પણ હમણાં તો આ જો." કેટ કહે છે.

સાર્જન્ટ ઓએલરીશ નિશાનઘોડી આગળ આવીને શિકાર શોધવા આમ તેમ જુએ છે.

"જોયું? તારા બનાવની ઉત્તેજનામાં તારે તારી ઊંઘ ખોવા જેવું નથી." આલ્બર્ટ મારા ખભા ઉપર હાથ મૂકે છે.

"ઓહ, એ તો હું એની પાસે બહુ વાર રહ્યો એટલે આમ થયું. આખરે લડાઈ એ લડાઈ." હું બોલું છું.

ઓએલરીશ રાઈફલ તીણો અને સુક્કો અવાજ કરતી ફૂટે છે.

☆

## ૧૦

અમને એક સરસ કામ મળી ગયું છે. ભારે બોંબમારાથી કચ્ચરઘાણ વાળી નાખેલા એક ગામડાની આડ જણાને ચોકી સોંપી છે.

ખાસ તો અમારે અહીં હજી બચેલો હતો તે માલ સાચવવાનો હતો. અમારો ખોરાક અહીંથી જ નીકળી રહેશે એવું ધારી લેવાયું છે. અમે એ માટે યોગ્ય માણસો છીએ–કેટ, આલ્બર્ટ, મુલર, જેડન, ડેટરીંગ–અમારી જ આખી મંડળી છે. હેય છૂટો પડી ગયો–મૃત્યુ પામ્યો, પણ અમારી મંડળીને બીજાઓ કરતાં ઘણું ઓછું સહન કરવું પડયું છે.

કોન્ક્રીટના એક કોઠારને અમે બોંબરક્ષાના ભોંયરા માટે પસંદ કરીએ છીએ. એમાં ઉપરથી નીચે ઊતરવાનાં પગથિયાં છે. પ્રવેશમાર્ગ એક બીજી કોન્ક્રીટની દીવાલથી રક્ષાયેલો છે.

હવે અમે મોટું કારખાનું ઊભું કરીએ છીએ. આવી તક ભાગ્યે જ યુદ્ધમાં મળે. એ કારખાનું તે ખાવાનું અને ઊંઘવાનું. ગામનાં ઘરોમાંથી ચટાઈઓ અને રજાઈઓ ખેંચી લાવીને અમે પાથરી દઈએ છીએ. આલ્બર્ટને અને મને એક સરસ ખાટ પણ મળી જાય છે. ઉપર રેશમની લીસી સુંવાળી તળાઈ, વાદળી રંગના પડદા અને ગુલાબી ઝાલર. ગરીબ અને તેમાં ય સિપાહી, એવા

અમારા જેવા માણસોને આ ક્યારે મળ્યું હોય? અમે વાંદરાંની માફક ખૂંદાખૂંદ કરીએ છીએ.

અમારી શોધ ચાલુ જ છે. કેટ અને હું પડી ગયેલાં ઘરોને ખંખોળીને બારેક ઈંડાં, બેએક રતલ માખણ અને ખખડાટથી જાગી ગયેલ અને અમારું શિકાર બની ગયેલ એક બતકું અને એવી જ રીતે દીવાલો નીચે દટાઈ ગયેલાં ભૂંડનાં બે નાનાં બચ્ચાં ખોળી કાઢીએ છીએ.

"મજેદાર મહેફિલ બનશે!" અમે હર્ષથી બોલીએ છીએ. ગામડું સમૃદ્ધ હતું એટલે એક ઘરમાં રાંધવાની સંપૂર્ણ સગવડ મળી જાય છે. બે ભાઈબંધો સવારથી ખેતરોમાં બટેટાં, ગાજર અને વટાણા વીણવા નીકળી પડ્યા છે. ભોજનગૃહમાં કોલીફ્લાવરની બે ગાંઠ હતી.

બધું ખાણું કુશળતાથી તૈયાર કર્યું. અમે સૌ કંઈ ને કંઈ કામમાં મશગૂલ બની ગયા છીએ. દરમિયાન બે વાયરલેસવાળા આવી ગયા. તેમને પણ ભોજનનું આમંત્રણ આપ્યું. એ લોકો વસતિગૃહમાં પિયાનો હતો ત્યાં જઈને બેઠા. એક જણ વગાડવા માંડે છે, બીજો ગાય છે. 'અન દેર વેઝર–' એ ભાવપૂર્ણ બનીને ગાય છે. ઉચ્ચારમાં ફરક છે. પણ અમે ચૂલા આગળ બેઠબેઠે પણ એના ભાવમાં ખેંચાઈએ છીએ.

પછી અમને લાગવા માંડે છે કે અમે આફત ઊભી કરી છે. અમારા ધુમાડિયામાંથી નીકળતા ધુમાડાએ નિરીક્ષક બલૂનોને આંગળીચીંધણું કર્યું છે અને અમારી ઉપર બોંબ વરસવાનું શરૂ થઈ ગયું છે. એ પેલા સત્યાનાશી નાનકડા બોંબ છે કે જે નાનું કાણું પાડીને ઊંડા ઊતરીને મોટા પથ્થરોને ઉડાડે છે. નાના સ્થળને પણ નિશાનમાં લઈ શકે છે. અમારી ચોતરફ એ પડતા રહે છે. અમારા રસોડાની બારીથી સહેજ જ દૂર બે બોંબ

સિસકારી કરતા જાય છે. માંસ રંધાઈ ગયું છે પણ પૂરી તળવામાં મુશ્કેલી નડે છે. ધડાકા એટલા જોરથી અને ઉપરાઉપરી થાય છે કે જમીન ઊડવાથી તેનાં છૂટાંછાં કણો બારીમાંથી અવારનવાર ઓરડામાં આવે છે. અને દીવાલોને ધ્રુજાવે છે. હું તો જ્યારે જ્યારે બૉંબના પડવાનો અવાજ સાંભળું છું ત્યારે તવી અને તેની અંદરની પૂરીઓ લઈને બારીની દીવાલની પાછળ ભરાઈ જાઉં છું. અવાજ રહી જાય એટલે વળી બહાર નીકળી તળવું શરૂ કરું છું.

પેલા વાયરલેસવાળાઓનો પિયાનો સ્થંભી ગયો છે. બહારથી ઊડી આવેલો પથ્થર એને વાગ્યો છે. છેવટે બધું તૈયાર તો થઈ જાય છે અને અમે ભોંયરામાં લઈ જવાનું ગોઠવીએ છીએ. બે ધડાકાની વચ્ચેના સમયમાં બે જણા હાથમાં તપેલાં ઉપાડી પચાસ વાર દૂરના ભોંયરામાં દોડીને પેસી જાય છે. અને એમ વસ્તુઓ તૈયાર થતી જાય અને બબ્બે જણા સાવચેતીથી ઉપાડીને ભાગે. આખરે બધા માલ સાથે અમે બધા ભોંયરામાં સલામત રીતે આવી જઈએ છીએ. છેલ્લો હું હતો તે પણ હાથમાં પૂરીઓનો મોટો થાળ લઈને દોટ મૂકું છું. હવામાં સુસવાટો બોલે છે, નીચો નમી જાઉં છું, શાંત લાગે છે અને દોડું છું, ભોંયરા પાસે પહોંચું છું અને મોટો અવાજ સંભળાય છે. છલાંગ મારીને ભોંયરાનાં પગથિયાં કૂદીને અંદર પડતું મૂકું છું. મારી કોણીઓ છોલાઈ જાય છે, પણ થાળ સલામત રાખ્યો છે, એક પૂરી પણ પડવા દીધી નથી.

અમે બે વાગે ભોજન શરૂ કરીએ છીએ તે છ વાગ્યા સુધી ચાલુ રાખીએ છીએ. સાડાછએ કૉફી લઈએ છીએ, પછી અમલદારોના જ નસીબમાં હોય તેવી સિગારેટો ફૂંકીએ છીએ. બરાબર સાત વાગે ફરીને ભોજન શરૂ કરીએ છીએ. અને દસ વાગ્યે એઠ-જૂઠ બહાર ફેંકીએ છીએ. રમ અને કૉગ્નેકની પ્યાલીઓ તો બાકી રહી ગઈ. એને બાકી નથી છોડતા.

એક બિલાડીનું મ્યાઉં સંભળાય છે. પ્રવેશમાર્ગમાં જ એ બેઠી છે. એને પણ અમે મોજ કરાવીએ છીએ. પણ ત્યાં તો અમે ય ભૂખ્યા થઈ જઈએ છીએ. ખાવાનું ક્યાં નથી ? ફરી દાબીએ છીએ.

પણ રાત ભારે થઈ પડી. માંસ ખૂબ ખવાઈ ગયું. બહાર જા-આવ શરૂ થઈ જાય છે. 'સાળું, બહુ ખવાયું' બોલતાં બોલતાં બબ્બે ને ત્રણ ત્રણ સાથે દોડે છે. એ પાછા ન આવે ત્યાં બીજા તૈયાર થઈ ગયા હોય અને એક વાર જઈ આવવાથી બસ ન થયું હોય તેમ ફરી ઊપડનારા પણ નીકળે છે. ચાર વાગ્યા સુધીમાં તો ટોચે પહોંચી જઈએ. મહેમાનો સહિત અગિયાર જણ હતા. અગિયારે એક સાથે હારબંધ પાટલૂન નીચાં કરીને બહાર બેસી જઈએ છીએ. બાધા પહેલાં ખ્યાલ નહોતો આવ્યો કે ઝાડે ફરવા જવામાં આટલો દમ નીકળી જશે.

બળતાં ઘરો મશાલોની પેઠે રાતની ચોકી કરે છે. બોંબો એમની ઉપર હજી ય પડે છે. તોપખાનાવાળાઓની ટુકડીઓ શેરીઓમાં પથરાઈ ગઈ છે. ખાદ્યસામગ્રી કે જે સંભાળવાનું અમને ખાસ સોંપાયું હતું તે ખુલ્લી થઈ ગઈ છે. હવામાં થતી તીણી સિસકારીઓ અને ઊડતા કણો વચ્ચે પણ ટુકડીઓ માખીઓની પેઠે ધસી આવે છે અને રોટી ઉપર તૂટી પડે છે. અમે એમને કંઈ પણ કહીએ તો અમારે માર જ ખાઈ બેસવો પડે એટલે અમે આડે આવતા નથી. અમે એમને સમજાવીએ છીએ કે અમે ચોકીદારો છીએ અને અમારે શું કરવું તે જાણીએ છીએ. અમે એમને અમારી હસ્તકના ખોરાકના ડબ્બા આપીએ છીએ અને બદલામાં અમારી પાસે નહોતું તે લઈએ છીએ. એમને જે લેવું હોય તે ભલે લઈ લે, થોડા વખતમાં બધી વસ્તુઓનો નાશ જ થવાનો છે ને !

એક પખવાડિયું ખાવામાં અને પીવામાં વીતે છે. કોઈ અમને કનડગત કરનાર નથી. ધીમે ધીમે બૉંબમારાથી ગામ તદ્દન સાફ થતું જાય છે અને અમે મોજથી જીવીએ છીએ. ખાદ્યસામગ્રીના કોઠારનું તળિયું નથી દેખાયું ત્યાં સુધી અમારે શી ચિંતા ? આ રીતે યુદ્ધના અંત સુધી પણ રહેવું પડે તો અમને એમાં વાંધો નથી. ગામ ભલે સાફ થતું રહે, અમને ખાવાનું મળતું જોઈએ.

જેડન એટલો ખેપરવા બની ગયો છે કે સિગારેટો અર્ધી અર્ધી જ પીને ફેંકી દે છે. કેટ પથારીમાંથી બૂમ મારે છે, "છોકરા, કૉફી !" હું તરત કૉફી હાજર કરું છું. અમે પણ એક બીજાના નોકર બનીને શેઠ બનવાનો લહાવ લઈએ છીએ. ક્રોપને બૂમ મારીને હું કહું છું: "અરે છોકરા, જરા જો તો, અહીં બગલમાં ચળ કેમ આવે છે ?"

પણ આઠ જ દિવસ વધારે જાય છે અને અમને પાછા ફરવાનો હુકમ મળે છે. ગયા એ શીતળ દિવસો ! બે મોટી મોટર-લોરીઓ આવે છે અને અમને ઉપાડી જાય છે. પણ અમે અમારા બાદશાહી પલંગને પણ સાથે ઉપાડી લઈએ છીએ. સાથે ખાવામાં કામ આવે એવી બીજી ચીજો પણ લઈએ છીએ. દરેકને એક એક કોથળી ભરીને ખાવાનું મળ્યું છે. દરેકના મોઢામાં એક એક મોટી સિગારેટ આવી ગઈ છે. અમારી બિલાડી પણ સાથે છે. ફરનીચર તો છે જ.

લોરી ચાલે છે અને અમે ગાઈએ છીએ. અને અમારી પાછળ પાધર બનેલા ગામમાં બૉંબમારો પોતાનો પ્રહાર ચાલુ જ રાખે છે.

* * *

થોડા દિવસ પછી અમને એક ગામ ખાલી કરાવવા મોકલવામાં આવે છે. રસ્તામાં અમને નાની હાથગાડીઓમાં જે સામાન

લઈ શકાય તે ભરીને નાસતાં ગામનિવાસીઓ મળે છે. તેઓ નમી ગયેલાં, દુ:ખભર્યાં, નિરાશાપૂર્ણ અને બેબાકળાં બનેલાં દેખાય છે. છોકરાંઓ માને બાઝી રહેલાં છે અને કેટલીક મોટી ઉમરની છોકરીઓ પોતાનાં નાનાં ભાડરડાંને આંગળી ઝાલી દોડાવી રહી છે. કેટલાંક છોકરાંના હાથમાં નાની ઢીંગલીઓ છે. બોલ્યા વિના તેઓ ઉતાવળે વાંકાં વળીને ચાલ્યાં જાય છે.

અમે બબ્બેની હારમાં કૂચ કરીએ છીએ. ગામમાં વસ્તી હોય ત્યાં સુધી ફ્રેંચ લોકો તો ઉપરથી મારો ન ચલાવે, પણ થોડી મિનિટો બાદ હવા ખળભળી ઊઠે છે, ધરતી ચીસો નાખે છે, બુમરાણ ગાજી ઊઠે છે. પાછલી હાર ઉપર એક બોંબ પડયો છે. અમે છૂટા થઈ જઈને જમીન ઉપર સૂઈ જઈએ છીએ પણ દરેક પ્રસંગે માનસિક સુષુપ્તાવસ્થામાં પણ મારો આવે ત્યારે યોગ્ય ક્રિયા જ કરવા માંડીએ છીએ તે સ્વભાવગત ખબરદારી આ વખતે મારામાંથી કયાંક ઊડી ગઈ હોય તેવું મને લાગે છે. "તું ખલાસ થયો છે." એવી એક ભયાનક ભીતિ સાથે એક વિચાર મગજમાં ધસી આવે છે, પણ બીજી જ ક્ષણે ચાબુકની જેમ એક સપાટો મારા ડાબા પગ ઉપર વીંઝાય છે. આલ્બર્ટ મારી બાજુમાં હતો તે ચીસ પાડી ઊઠે છે.

મારાથી ચીસ પાડી જવાય છે. અમે ખુલ્લા મેદાનમાં ઊભા છીએ એનું મને ભાન થાય છે. "જલદી કયાંક ભરાઈ જઈએ." અમે દોડવા મંડીએ છીએ. એક વાડ કૂદવાની છે. અમારા કરતાં તે વધુ ઊંચી છે. આલ્બર્ટ એક ડાળીને પકડી લે છે, હું એને ઊંચો કરું છું, એનાથી ચીસ પડાઈ જાય છે, હું એને ઝોલો આપું છું, એ વાડની પાર થઈ જાય છે. તરત કૂદકો મારીને એની પાછળ જ વાડની પાછળના એક ખાબોચિયામાં હું ખાબકું છું.

અમારાં મોં શેવાળ અને કાદવથી લીંપાઈ જાય છે પણ રક્ષણ સરસ છે. અમે ગળા સુધી કાદવમાં ઊતરી ગયા છીએ.

અને ઝાંખ આવે ત્યારે માથું નમાવી આખા ને આખા ઢંકાઈ જઈએ છીએ. દસબાર વખત આમ ગળકાં ખાધા પછી મારા હોશ ઊડી જાય છે.

"હવે બહાર નીકળીએ, નહિતર હું અંદર બેસી જઈશ અને ફરીને ઉપર નહિ આવું." આલ્બર્ટ ઘોઘરા અવાજે કહે છે.

"ઘા ક્યાં થયો છે?" હું પૂછું છું.

"ઘૂંટણમાં. એમ લાગે છે."

"દોડી શકશે?"

"ધારું છું–"

"તો ચાલ બહાર!"

અમે ખાબોચિયામાંથી રસ્તા પર આવીએ છીએ. નીચા નમી નમીને દોડીએ છીએ. અમારી પાછળ ઝાંખો પડે છે. સડક હથિયારખાના તરફ જાય છે. જો એ સાફ થઈ જાય તો અમારી જોડાની વાધરી પણ ઝાંખથી સલામત રહે નહિ. એટલે એને છોડી અમે વગડામાં આડા ફાંટીએ છીએ.

આલ્બર્ટ હવે ધીમો પડે છે. "તું જા, હું ચાલ્યો આવું છું." બોલીને એ નીચે બેસી જાય છે.

"મૂરખ થયો છે?" કહીને હું એને બાવડેથી ઊભો કરું છું. "મારે ખભે ટેકો દે."

આખરે અમે એક નાના ભોંયરા પાસે આવીએ છીએ. આલ્બર્ટ અંદર પેસે છે, હું એને પાટો બાંધું છું. ઘૂંટણથી સહેજ ઊંચે ઘા વાગ્યો છે. પછી હું મારી તરફ નજર કરું છું. મારો પાયજામો અને હાથ પણ લોહીવાળા થયા છે. આલ્બર્ટ મને પાટો બાંધે છે. આલ્બર્ટનો પગ તો આમથી તેમ હલી પણ શકતો નથી. અમે આટલે દૂર કેમ આવી શક્યા

તેનું અમને આશ્ચર્ય થાય છે. ભય-ભય અમને પોતાની કાંધે ઉપર અહીં ઉપાડી લાવ્યો. એની કાંધે ચઢીને તો પગ સાવ કપાઈ ગયા હોય તોપણ અહીં પહોંચ્યા હોત.

હું હજી થોડું ચાલી શકતો હતો. એક ખટારો પસાર થતો જોતાં હું એને બૂમ મારું છું. અમને એ ઉપાડી જાય છે. ઘાયલોથી એ ઠાંસોઠાંસ હતો. સાથે એક લશ્કરી દાક્તર હતો. તે અમને છાતીમાં સોય મારીને અમારા દર્દને ઉંઘાડી દે છે.

ઘાયલોની હૉસ્પિતાલમાં અમે એવું ગોઠવીએ છીએ કે અમારી પથારીઓ પાસે પાસે રહે. એ લોકો અમને પાતળું પીણું આપે છે તે અમે રસથી છતાં તિરસ્કારથી પી જઈએ છીએ. ભૂખ સખત લાગી હોય છે એટલે રસથી તો પીએ, પણ એના કરતાં અમે ઘણું વધારે સારું ખાધું પીધું છે એ ખ્યાલથી એના પ્રત્યે તિરસ્કાર પણ આવે છે.

"હવે ઘરની તૈયારી." આલ્બર્ટને હું કહું છું.

"આશા તો રાખીએ, પણ મારે એ જાણવું છે કે મને શું છે."

દર્દ વધે છે. પાટા આગ જેવા લાગે છે. પાણી પીધે રાખીએ છીએ. એક પ્યાલો મૂકયો ને બીજો ઉપાડયો.

"ઘૂંટણથી કેટલેક ઊંચે ઘા છે?" આલ્બર્ટ પૂછે છે.

"ચારેક ઇંચ." હું કહું છું. ખરી રીતે તે એક જ ઇંચ ઊંચે હતો.

"મેં તો નિર્ણય કરી લીધો છે. જો એ લોકો પગ કાપશે તો હું બધાનો અંત લાવી નાખીશ. મારે લંગડા ચાલીને જિંદગી જીવવી નથી."

કંઈ કંઈ વિચારો કરતા અમે પડયા રહીએ છીએ અને કશાકની રાહ જોયે રાખીએ છીએ.

* * *

**સાંજે** અમને 'વાઢકાપ'માં લઈ જવામાં આવે છે. શું કરવું એનો હું વિચાર કરી લઉં છું. બધા જાણતા હોય છે કે સહેજ કારણ મળતાં દાકતર કાપવાની જ વાત કરે છે. કામનું સખત દબાણ હોય ત્યાં થાગડથીગડ કરતાં વાઢવું અને કાપવું સરળ થઈ પડે જ. મને કેમેરીશ યાદ આવે છે. ગમે તેમ થાય પણ હું મને કલોરોફોર્મ આપવા જ નહિ દઉં. એમ કરતાં કોઈની ખોપરી હું તોડી નાખું તો બહેતર છે.

દાકતર મારા જખમમાં અહીંતહીં ગોદા મારી જુએ છે. મારી આંખે અંધારાં આવે છે. "આમ ચલાવ્યે ન રાખો." એ ભારેખમ અવાજે કહીને આગળ ચાલ્યો જાય છે. ઝગમગતા પ્રકાશમાં ઓજારો ભૂતપ્રેતના પડછાયાની જેમ ચમકે છે. દર્દ અસહ્ય બની ઊઠે છે. બે પરિચારકો મારા હાથ મજબૂત રીતે પકડી રાખે છે. પણ એ હાથ તો હું જોર કરીને છોડવી લઉં છું અને દાકતરનાં ચશ્માં ફોડી નાખવા હાથ ઉછાળું છું પણ એ પાછળ હટી જાય છે. "કલોરોફોર્મ આપો બદમાશને !" એ ત્રાડ મારે છે.

તરત હું શાંત પડી જાઉં છું. "માફી માગું છું, દાકતર દાકતર સાહેબ, હું ચૂપ પડયો રહીશ. કલોરોફોર્મ નહિ આપતા."

"સારું, જોઈએ." આંખોને ત્રાંસી બનાવી એ કહે છે અને ઓજાર ફરીથી હાથમાં લે છે. એ માણસ તો ઠીક છે. ત્રીસ વર્ષથી વધુ વર્ષ નહિ થયાં હોય. મોઢા ઉપર ચાઠાં છે અને નાક ઉપર વરવાં લાગતાં સોનાની કિનારીવાળાં ચશ્માં છે.

પણ હવે હું જોઉં છું કે એ મને રિબાવે જ છે, અને વિના કારણ ઘાની અંદર માંસને ચૂંથ્યા કરે છે. અને મારી તરફ કાચના ડાબલામાંથી ડોળા ફેરવે છે. મારા હાથ પકડમાં ભચડાય છે. મને લાગે છે કે હું એનાં ઢીંગડાંને લાત મારી બેસીશ.

એણે આખરે ઓંબના લોખંડની એક કણી બહાર કાઢી અને મારા તરફ ફેંકી. એ મારી સહનશક્તિ ઉપર ખુશ થયો લાગે છે. એ મારા પગને જાળવીને નરમ ગાદીમાં મૂકે છે. "કાલે તને ઘેર મોકલી શકીશું." એ બોલે છે. પછી મારા પગને પાટા અને પાટિયાંઓમાં મૂકે છે.

કૅમ્પ પાસે આવતાં જ હું કહું છું: "આખરે કાલે હૉસ્પિટલ-ટ્રેન આવશે ખરી."

"આપણે વડા લશ્કરી દાક્તરને સમજાવીને સાથે રહેવાનું કરવું જોઈએ."

મારી પાસે પેલી મોટી સિગારેટો હતી. બે સિગારેટો સર્જન્ટ મેજર (લશ્કરી અમલદાર)ના હાથમાં મૂકી દીધી. "કેટલીક છે તારી પાસે?" એમણે પૂછ્યું.

"એમ તો હજી હાથો ભરાય એટલી છે, અને મારા મિત્ર પાસે પણ એટલી છે. સવારે ટ્રેન ઊપડવાની છે ત્યારે બારીમાંથી આપને આપી શકીશું." હું જવાબ આપું છું.

એ સમજી જાય છે. "થઈ જશે." એ કહે છે. રાત્રે અમે એક મિનિટ માટે પણ ઊંઘી શકતા નથી. એકલા અમારા જ વિભાગમાં સાત જણા ખલાસ થયા. એક જણ મરતાં પહેલાં ગળામાં ઘરઘરાટી થવા લાગી ત્યાં સુધી ફાટી જાય એવા અવાજે ભજનો જ ગાતો રહ્યો. બીજો પોતાની પથારીમાંથી નીકળીને

બારી તરફ જ ભાગ-ભાગ કરતો હતો. મરતાં પહેલાં ખુલ્લી કુદરતને જોઈ લેવા એ બારી બહાર ડોકિયું કરવા માગતો હતો.

*    *    *

અમારી ડોળીઓ પ્લેટફોર્મ પર આવી ગઈ છે. ટ્રેનની રાહ જોવાય છે. વરસાદ આવે છે પણ સ્ટેશનને છાપરું નથી. અમારા કામળા પણ આછા છે. બે કલાક સુધી રાહ જોઈ રહેવી પડે છે.

મા ધ્યાન રાખે તેવું સર્જન્ટ – મેજોર અમારું ધ્યાન રાખે છે. હું એને અગાઉથી એક સિગારેટ આપું છું અને બદલામાં તે અમને એક વોટરપ્રૂફ ચાદર ઓઢાડે છે.

એકાએક મને અમારો સુંદર સામાન યાદ આવે છે. "દોસ્ત આલ્બર્ટ, આપણી ખાટ અને આપણી બિલાડી–"

"અને આપણી નકશીદાર ખુરશીઓ–" એ મારા કથનમાં ઉમેરો કરે છે.

હું પૂરું કરું છું–"બધું અહીં પાછળ રહી જાય છે."

અમારા ચહેરા પર ઉદાસી આવી જાય છે. જો એક દિવસ મોડા ઊપડવાનું થયું હોત તો એનો કાંઈક ઉપયોગ શોધી કાઢત. કેટ એ બધું ઠેકાણે પાડી શકત.

શું બળેલ નસીબ છે! અમારા પેટમાં હોસ્પિટલનો સંદર ખોરાક છે, પણ અમે એટલા નિર્બળ બની ગયા છીએ કે મગજ એની સામે ફરિયાદ પણ કરી શકતું નથી.

ટ્રેન આવે છે ત્યાં સુધીમાં તો અમારી ડોળીઓ પાણીથી નીતરવા લાગે છે. સર્જન્ટ મેજોર બરાબર ધ્યાન રાખે છે કે અમે એક જ ડબ્બામાં આવી જઈએ. સ્વયંસેવિકાસંઘની પરિચારિકાઓનું લશ્કર સામું આવ્યું છે. ક્રોપને નીચે સુવડા-

વવામાં આવે છે અને મને ઉપરની પથારી પર ચડવાનું કહે છે.

"ઓ ભગવાન!" હું એકદમ બોલી ઊઠું છું.

"કેમ?" એક સેવિકા પૂછે છે.

હું પથારી તરફ નજર નાખું છું. દૂધ જેવી ઊજળી ચાદર એની ઉપર બિછાવી છે, ઇસ્ત્રીના ડાઘ પણ હજી એની ઉપર તાજા છે. જ્યારે મારું ખમીસ છ અઠવાડિયાંથી ન ધોવાયેલ મેલું સડદા જેવું છે.

"તમે પોતે નહિ ચડી શકો?" એ પૂછે છે.

"કેમ નહિ? પણ પહેલાં એ ચાદર લઈ લો."

"શા માટે?"

મને બોલતાં સંકોચ થાય છે. કહું છું: "એ–"

"ખરાબ થશે, એમ ને? કંઈ વાંધો નહિ, અમે ધોઈ નાખશું."

"ના જી, એમ નથી કહેતો–" મને થાય છે કે એટલી બધી સુંવાળપને હું યોગ્ય નથી.

પણ એ તો બોલ્યે જાય છે: "તમે જ્યારે ગંદા કાદવમાં ડૂબેલા ખાઈઓમાં પડયા રહો છો, ત્યારે અમે આટલું ધોઈ પણ નહિ શકીએ, શું?"

હું એની તરફ જોઈ રહું છું. એ જુવાન અને પાતળી છે; સ્વચ્છ અને સુઘડ છે. એ માત્ર અમલદારોની જ સેવા માટે નથી. એવું કોઈથી મનાય પણ નહિ, એટલે સામાન્ય સિપાહીને તો એની નજીક અકળામણ જ થાય.

પણ એનો ય જુલ્મ હોય છે. એ મારું કહેવું સમજી જતી નથી. હું ફરીથી બોલવાનો પ્રયત્ન કરું છું, "ના, એ તો જરા–"

"કહો ને!"

"શરીરે ઈતડીઓ છે." આખરે હું બોલી નાખું છું.

"એમને ય સુંદર પથારી ભલે મળે!" એ હસે છે.

હવે હું તો બેફિકર બનીને પથારી ઉપર ચડી જાઉં છું અને શરીર ઉપર ચાદર ખેંચું છું.

કૅપ્ટિનો હાથ મારા પડખા આગળ સળવળ સળવળ થાય છે. સાર્જન્ટ મેજર સાહેબ આવી ગયા છે. એમના હાથમાં હું સિગારેટો મૂકી દઉં છું.

એક કલાક પછી ટ્રેનના ચાલવાનો અવાજ થાય છે.

*　　　*　　　*

રાત્રે હું જાગી જાઉં છું. કૅપને પણ ઊંઘ નથી આવી. ટ્રેન પાટાઓ ઉપર સરકયે જાય છે. હજી મને વિશ્વાસ આવતો નથી. આવી સુંદર પથારી, ટ્રેન, ઘર! ખરેખર!

"આલ્બર્ટ!" ધીરેથી હું બોલું છું

કૅપ સામું જુએ છે. "કેમ?"

"જાજરૂ કઈ તરફ છે, ખબર છે?"

"પણે જમણી બાજુ બારણું દેખાય છે, ત્યાં હશે."

હું પથારીમાંથી નીચે સરકી આવવા પ્રયત્ન કરું છું પણ પગ કામ નથી આપતો. હું નીચે પછડાઉં છું.

"કમનસીબ!" હું બોલું છું.

ત્યાં તો ગાડીની પાછળનું બારણું ઊઘડે છે. બત્તી લઈને સ્વયંસેવિકા જોવા આવે છે.

"પડી ગયા, શું?"

એ મારી નાડી તપાસે છે અને કપાળ ઉપરથી પરસેવો લૂછે છે. "તાવ જેવું તો નથી જણાતું."

"જી, ના." હું બોલું છું.

"સ્વપ્નું આવ્યું હતું, કંઈ?"

"ખબર નથી."

ફરી પ્રશ્નો ચાલુ થાય છે. એની સ્વચ્છ અને મમતાળુ આંખો મારા શરીર ઉપર ફરે છે. એ જેમ વધુ મમત્વ દેખાડે છે તેમ તો મને વધુ સંકોચ થાય છે અને મારી વાત કહેતાં મૂંઝાઉં છું.

એ મને પથારીમાં ફરી સુવડાવે છે. ઠીક થયું. એ હવે જશે એટલે હું મારું કામ કરી શકીશ. એ વૃદ્ધા હોત તો તો સમજી જાત કે પુરુષને શેની જરૂર છે. પણ એ તો પચ્ચીસ જ વર્ષની યુવતી છે, એને કેવી રીતે કહેવું?

પણ આલ્બર્ટ મારી સહાયે આવે છે. એને એટલો સંકોચ નથી થતો. સેવિકાને એ બોલાવે છે. એ પાછી ફરે છે. "સિસ્ટર એને—" પણ પછી આગળ કયા સભ્ય શબ્દોમાં અને નમ્ર રીતે કહેવું એની એને સુઝ પડતી નથી. બેરેકમાં અને છાવણીમાં તો બે જ શબ્દોમાં અમે કહી દઈએ, પણ આવી સુંદર યુવતીને—

પણ એકાએક એને નિશાળના દિવસોનો વાક્યપ્રયોગ યાદ આવી જાય છે અને બોલી દે છે: "એને શંકા થઈ છે સિસ્ટર!"

"ઓહો! પણ એ માટે એણે આવા પગે પથારીથી નીચે ઊતરવાની જરૂર નથી. લઘુ કે દીર્ઘ?"

મારે શરીરે તો આનો જવાબ આપતાં યે પરસેવો છૂટી જાય છે—"લઘુ—"

પડ્યું. એક બાટલી મને મળી.

પણ સવારે આવી મોટી સભ્યતા અમે ભૂલી જઈએ છીએ. નિઃસંકોચ ભાવે અમે લઘુશંકા કે દીર્ઘશંકાની આવશ્યકતા કહી શકતા થઈ જઈએ છીએ.

ટ્રેન ધીરે ધીરે ચાલી જાય છે. વચ્ચે વચ્ચે તે મુડદાંઓને ઉતારી લેવા થોભે છે. આમ એ ઘણે ઠેકાણે થોભે છે.

આલ્બર્ટને તાવ છે. મને બહુ કંઈ થતું નથી. દર્દ થાય છે પણ એ બહાર જણાઈ આવે એટલું બધું નહિ. તોબાહ કરાવે છે તે તો ફીંડીઓ. પાટા બાંધ્યા છે તેની અંદર પણ તે એટલા ચટકા ભરે છે. અને મારે હાથે તો હું ખજવાળી શકતો નથી.

દિવસ અમે ઊંઘમાં જ કાઢીએ છીએ. સપાટ જમીન પસાર થતી જાય છે. ત્રીજે દિવસે અમે હેરએરથોલ આવીએ છીએ. પરિચારિકા કહે છે કે આલ્બર્ટને તાવ છે એટલે અહીં નહિ ઉતારી શકાય.

“આ તરફ ટ્રેન ક્યાં સુધી જાય છે?” હું પૂછું છું.

“કોલોન સુધી.”

“આલ્બર્ટ, આપણે સાથે જ રહીશું, જોજે.” હું આલ્બર્ટને કહું છું.

સેવિકા બીજી વખત પાણી કરે છે ત્યારે હું શ્વાસને રૂંધીને પડ્યો રહું છું અને લમણાં ઉપસાવી દઉં છું.

“શું થયું એકાએક? બહુ દુઃખ છે?” એ પૂછે છે.

“હા.” પરાણે બોલતો હોઉં તેમ હું જવાબ આપું છું.

એ મને થરમોમિટર આપે છે અને જરા દૂર જાય છે. હવે શું કરવું એ હું જાણતો ન હોઉં તો આટલો સમય કેટની જોડ

નાહક જ રહ્યો ગણાઉં. રીઢા સિપાહીઓ માટે આ લશ્કરી થરમૉમિટર નકામાં હોય છે. પારો એક વાર ઊંચો ચડાવી દ્યો એટલે એ નીચે આવ્યા વિના જ્યાંનો ત્યાં અટકી રહેશે.

થરમૉમિટરને બગલમાં રાખું છું અને પછી બીજા હાથે બે આંગળી વચ્ચે એને ઘસું છું, પછી આપું છું. એક ઝટકો. પારો સાડી સો અંશ ઉપર લાવી મૂકું છું, પણ આટલેથી બસ ન કહેવાય એક દીવાસળી ઉપર જરા સંભાળથી થોડી વાર ધરી રાખું છું અને સો ઉપર બે અંશ આવી જાય છે.

સેવિકા આવે છે ત્યારે હું શ્વાસ ઉતાવળે ઉતાવળે લેવા માંડું છું. "નથી સહેવાતું." મુશ્કેલીથી બોલું છું.

એ કાગળની એક કાપલી ઉપર મારી નોંધ કરી લે છે આલ્બર્ટ અને હું સાથે જ રહીએ છીએ.

* * *

એક કેથોલિક હૉસ્પિટલમાં અમે એક જ ઓરડામાં છીએ કેથોલિક હૉસ્પિટલો સારો ખોરાક અને સારી સારવાર માટે જાણીતાં છે. અમારી ટ્રેનમાંના દર્દીઓથી હૉસ્પિટલ ચિકાર થઈ જાય છે ઘણાની હાલત બહુ ખરાબ છે. આજે દાક્તરો ઓછા હોવાથી અમારી તપાસ મુલતવી રહે છે. વરંડામાં રબ્બરનાં પૈડાંવાળી નાની ગાડીઓ ફર્યા જ કરે છે. એ દરેક ઉપર એક એક દર્દી લાંબો સૂતેલો હોય જ. એવી રીતે લાંબા સૂવાની પદ્ધતિ ભયાનક વિચારો જગાડે છે. સૂવાની એ રીત માણસ ઊંઘતો હોય ત્યારે જ યોગ્ય ગણાય.

રાત્રિ બહુ ખરાબ જાય છે. કોઈ ઊંઘવા પામતું નથી પરોઢિયે જરા ઝોકું આવે છે. સૂર્યનો પ્રકાશ આવે છે ત્યારે ! જાગું છું. બારણાં ખુલ્લાં છે અને વરંડામાંથી અવાજો આવે છે

એનાથી બધા જાગી જાય છે. અમારી પહેલાં બે દિવસથી અહીં આવી પડેલો એક દર્દી અમને સમજ પાડે છે: " રોજ સવારે પરિચારિકાઓ પ્રાર્થના બોલે છે. આપણા કાને એના પવિત્ર સૂરો પડે તે માટે બારણાં ખુલ્લાં રાખે છે. "

આની પાછળનો હેતુ તો સારો છે પણ અમને એથી ત્રાસ થાય છે. અમારું મગજ ચસકાં મારે છે.

" દર્દીઓના બરાડાઓમાંથી માંડ પરોઢિયે નીંદર જેવું આવે ત્યાં આ શું ? " હું ગુસ્સાથી બોલું છું.

" એ ય અમને ઊંઘવા દો. " હું જોરથી બૂમ મારું છું.

એક મિનિટ બાદ એક પરિચારિકા આવે છે. એનાં કાળાં અને સફેદ કપડાંમાં એ નાની પૂતળી જેવી લાગે છે.

" માતા, દરવાજો બંધ કરી દેશો ? " કોઈક કહે છે.

" પ્રાર્થના થાય છે માટે દરવાજો ખુલ્લો રાખ્યો છે. " એ જવાબ આપે છે.

" પરંતુ અમારે ઊંઘની જરૂર છે. "

" ઊંઘ કરતાં પ્રાર્થના સારી છે. અને હવે તો સાત પણ વાગવા આવ્યા છે. " નિર્દોષ હાસ્ય કરીને એ ઊભી રહે છે.

" મહેરબાની કરીને દરવાજો બંધ કરો. "

એની પ્રાર્થનામાં તો ભંગ પડયો હતો એટલે એ અમારી વાત સમજી ન શકે. " તમારે માટે પણ અમે પ્રાર્થના કરીએ છીએ. "

" તોપણ દરવાજો બંધ કરો. "

પણ એ તો દરવાજો ખુલ્લો રહેવા દઈને જ ચાલી જાય છે. પ્રાર્થનાના સૂરો એવા ને એવા સંભળાય છે.

મારા ગુસ્સાની હદ રહેતી નથી. હું બરાડું છું: "જુઓ, ત્રણ ગણું છું તેટલી વારમાં દરવાજો બંધ નહિ થાય કે પ્રાર્થના બંધ નહિ થાય તો કંઈક ઊડશે."

"હું પણ સાથ આપીશ." બીજો બોલે છે.

હું ત્રણ ગણું છું અને પછી એક બાટલી ઉપાડું છું, તાકું છું અને વરંડા તરફ ફેંકું છું. બાટલીના ટુકડે ટુકડા ઊડી જાય છે. પ્રાર્થના અટકી જાય છે. પરિચારિકાઓનું ટોળું દોડી આવે છે.

"દરવાજો બંધ કરો!" હું બૂમ પાડું છું.

તેઓ સૌ ચાલી જાય છે. જે પહેલી આવી હતી તે સૌથી છેલ્લી જાય છે. "નાસ્તિકો!" એ બબડે છે, ભડાક અવાજે દરવાજો બંધ કરતી જાય છે. અમારી જીત થાય છે.

* * *

બપોરે હોસ્પિટલનો નિરીક્ષક આવીને અમને અમારા વર્તન માટે ડાટે છે, પણ એને કોણ ગણકારે? એ સામાન્ય કારકુનમાં જ ગણાઈ જાય છે. અમલદાર તો ઠીક, પણ નવા સિપાહીને મન પણ એની કંઈ ગણતરી નથી હોતી. એટલે અમે એને બોલ્યે જવા દઈએ છીએ. અમને એ કરી શું શકે તેમ છે?

"બાટલીનો ઘા કોણે કર્યો હતો?" એ પૂછે છે.

હું હજી મારું નામ દેવાનો વિચાર કરું ત્યાં તો બીજો જણ બોલી ઊઠે છે, "મેં!"

નાનકડી દાઢીવાળો એક જણ બેઠો થાય છે. અમે બધા નારાજ થઈએ છીએ. એણે શા માટે કબૂલ કર્યું?

"તમે?" નિરીક્ષક પૂછે છે.

"હા, કંઈ જરૂર નહોતી છતાં મારી ઊંઘ ઉડાડી નાખી એટણે મારો ગુસ્સો કાબૂમાં ન રહ્યો."

પણ એ તો ચોપડી વાંચતો હોય તેમ બોલ્યો:

"શું છે નામ?"

"જોસેફ હામાશેર."

નિરીક્ષક જાય છે.

અમે પૂછાપૂછ કરીએ છીએ: "તમે તમારી જાતે શા માટે એ રીતે રજૂ થયા? તમે બાટલી ફેંકી નહોતી."

"કંઈ થવાનું નથી, મારી પાસે ગોળી મારવાનો પરવાનો છે." એ કહે છે,

હવે અમને સમજ પડે છે. જેને ગોળીનો પરવાનો હોય તેને આવું કરવાની તો છૂટ હોય જ ને!

એ આગળ સમજાવે છે: "મારા મગજને ઉશ્કેરાટ પેદા થાય તેવું કોઈ કરે એટલે મને એ કહેવાનું મને પ્રમાણપત્ર મળી ગયું કે મારા કામની જવાબદારી મારી ઉપર નથી, એટલે મને કોઈ સતાવતું નથી, કોઈ મને કંઈ કરતું પણ નથી."

એ આગળ બોલે છે: "મારી જાતે મેં કબૂલ એટલા માટે કર્યું કે બાટલી ફેંકાઈ એ મને ગમ્યું. હવે એ લોકો કાલે દરવાજો ઉઘાડો રાખી જુએ!"

અમે લહેરમાં આવી ગયા, જોસેફ હામાશેર અમારી સાથે છે ત્યાં સુધી અમને કશો ભય નથી.

પછી અમને લઈ જવાને માટે અવાજ વિના ચાલતી ટ્રોલીઓ આવી, અમારા પાટા બદલાયા. દર્દથી અમે ચીસેચીસ નાખતા હતા.

*   *   *

અમારા ઓરડામાં અમે આઠ ઘાયલો છીએ. વાંકડિયા સુંદર વાળવાળા પિટરને સૌથી વિશેષ દર્દ થાય છે. ફ્રાંઝ વેસ્ટરનો જખમ ખાસ ગંભીર નહોતો દેખાતો, પણ ત્રીજે દિવસે રાત્રે અચાનક એને સખત દર્દ ઊપડ્યું. એ અમને ઘંટડી વગાડવાનું કહે છે.

હું મોડેથી વગાડું છું પણ પરિચારિકા આવતી નથી. રાત્રે અમને એની બહુ જરૂર પડે છે, કારણ કે અમારા પાટા તાજા જ બંધાયેલા હતા એટલે દર્દ બહુ થતું. કોઈનો પગ સરખો રાખી દેવાનો હોય, કોઈનું માથું બરાબર ઓશીકા ઉપર ગોઠવવાનું હોય, કોઈને તરસ લાગતી હોય. પરિચારિકાને બહુ કામ કરવું પડતું હોય છે. તે ખિજાય છે અને બારણાં ભટોભટ બંધ કરીને ચાલી જાય છે. આ વખતે પણ ઘંટડીનો અવાજ થતાં એણે એવું જ કંઈ કામ માન્યું હશે એટલે આવતી નથી.

થોડી વાર હું બંધ રાખું છું. "ફરી વગાડને!" ફ્રાંઝ દુ:ખથી કહે છે.

હું ફરીને વગાડું છું તો ય એ આવતી નથી. અમારી ચાલીમાં એક જ રાત્રિ–પરિચારિકા છે. કદાચ બીજા ઓરડામાં કંઈ કામમાં હોય. હું ફ્રાંઝને પૂછું છું, "ખરેખર તને લોહી વહે છે? પછી ઠપકો લેવા જેવું ન થાય."

"બહુ જ વહે છે. પાટો કેટલો ભીનો થઈ ગયો છે. બત્તી કરો ને?" એ કહે છે.

પણ બત્તી થઈ શકે તેમ નથી. સ્વીચ છેક બારણા આગળ છે. ત્યાં સુધી કોઈથી ચાલીને જવાય એમ નથી. સંભવ છે કે એ ઊંઘી ગઈ હોય. ખરેખર, એને માથે બહુ કામનો બોજો હોય છે. અને દિવસે દિવસે શ્રમ વધતો જ જાય છે; એમાં રોજ સવારે પ્રાર્થના.

"આટલી ફાડવી છે?" જોસેફ હામાશેર કહે છે.

"ઘંટડી કરતાં એનો અવાજ મોટો નહિ થાય." હું કહું છું.

આખરે બારણું ઊઘડે છે. બડબડાટ કરતી પરિચારિકા પ્રવેશ કરે છે. ફ્રાંઝની પાસે જાય છે, બોલી ઊઠે છે, "મને બોલાવી કેમ નહિ?"

"આટલી વાર સુધી તો ઘંટડી વગાડયે રાખી હતી. અને બોલાવવા માટે અહીં કોણ ચાલી શકે છે છે?"

ફ્રાંઝને ઘણું લોહી વહી ગયું હતું. એ એને ફરીથી પાટો બાંધે છે. સવારે અમે એના ચહેરા સામું જોઈએ છીએ. એ તદ્દન પીળો અને પાતળો પડી ગયો છે. સાંજે એ સરસ ગોળ અને લાલ હતો. હવે જ પરિચારિકાઓએ દોડાદોડ શરૂ કરી.

* * *

કેટલીક વાર સ્વયંસેવિકાઓ આવે છે. તેઓ સારી હોય છે પણ એમનામાં આવડત નથી હોતી. અમારી પથારી સરખી કરતાં, અમને સરખા સુવાડતાં કે પાટાપિંડી કરતાં તેઓ અમને ઊલટું વધારે દર્દ કરી નાખે છે અને પછી તેઓ એટલી ગભરાઈ જાય છે કે એથી અમે વધુ દુઃખી થઈએ છીએ.

સાધ્વીઓ કંઈક ઠીક હોય છે. તેઓ જાણતી હોય છે કે અમને કેમ આરામ મળે. પણ તેઓ જરા આનંદિત ચહેરો રાખે તો વધુ સારું. કેટલીકમાં સેવાભાવના પણ સારી હોય છે. એક છે સિસ્ટર લિબર્ટીન. આઘેથી દેખાય ત્યાં હસું હસું થતી હોય. એનો હુકમ થતાં અમે તોપ સામે ઊભા રહેવાને પણ તૈયાર થઈ જઈએ. એની સામે ફરિયાદ કરવાનું મન પણ ન થાય.

ફ્રાંઝને પોતાની ગુમાયેલી શકિત પાછી નથી મળતી, એક દિવસ એને લઈ જવામાં આવે છે. અને પાછો લાવવામાં નથી આવતો. જોસેફ હામાશેર બધી વાતોમાં જાણકાર હોય છે.

“ફ્રાંઝ હવે પાછો આવી રહ્યો! એને મૃત્યુગૃહમાં લઈ ગયા.” એ બોલે છે.

“મૃત્યુગૃહ?” ક્રોપ પૂછે છે.

“અર્થ નથી સમજતા? મરવાનો ઓરડો.”

“મરવાનો ઓરડો? એ શું છે?” ક્રોપ ફરી પૂછે છે.

“ભલા ભગવાન! પણ લો સમજાવું. આ મકાનને એક છેડે એ ઓરડો છે. જખમ ધોવાનાં ટીપડાંને લાત મારવાની સ્થિતિમાં જે દરદી આવ્યો હોય તેને ત્યાં લઈ જવામાં આવે છે. એમાં બે પથારીઓ રાખવામાં આવી છે.”

અમે સાંભળી રહ્યા.

“ત્યાં ઘાયલ થયેલાનું કરવાનું શું?”

“કરવાનું કંઈ નહિ. ત્યાં પરિચારિકાઓને ઘાયલોનું કશું જ કરવા જેવું રહેતું નથી. ત્યાંથી મુડદાને બહાર લેવું સહેલું પડે છે. કોઈ પાસે ન હોય અને માણસને એકલા મરવું પડે તોપણ વાંધો નહી.”

“આને વિષે કોઈને કશી ખબર હોય છે?”

“ઝાઝો સમય અહીં રહે તેને તો ખબર હોય જ ને?”

* * *

બપોરે ફ્રાંઝની પથારી બીજા દરદીએ રોકી લીધી. બે જ દિવસમાં એ દર્દીને ઉપાડી ગયા. જોસેફ અમારી સામે આંખ

મટમટાવે છે. પછી તો અમે ઘણાને આવતા અને ચાલ્યા જતા જોઈએ છીએ.

ઘણી વાર તો સગાંઓ આવે, પથારી ઉપર બેસે, રડે અને ધીમી વાતો કરે. એક વૃદ્ધ બાઈ આવી હતી, પાછી જવાનું એનામાં જોર નહોતું. અને રાત આખી એ ત્યાં રહી શકે એમ પણ નહોતું. બીજે દિવસે સવારે એ વહેલી આવી જાય છે. પણ એ થોડી મોડી પડી. પથારી પાસે એ ગઈ ત્યાં તો એણે પોતાના છોકરાને બદલે કોઈ બીજાને જ પથારીમાં જોયો. એ મૃત્યુગૃહ તરફ દોડી. સાથે લાવેલાં સફરજન એ અમને આપતી ગઈ.

હવે પિટરની અવસ્થા બગડવા લાગી. એનો તાવનો નકશો બહુ ચીતરાઈ ગયો હતો. આખરે એની પથારી આગળ પેલી દરદી ગાડી આવી ઊભી.

“ક્યાં જવાનું છે?” એ પૂછે છે.

“પાટો બાંધવાના ઓરડામાં.”

એને ઊંચકીને ગાડીમાં બેસાડવામાં આવે છે. પણ પરિચારિકા ભૂલથી એનાં કપડાં પણ ગાડીમાં મૂકી દે છે. એને બીજો ધક્કો ખાવાનો ક્ષોભ થયો હશે. પણ પિટર સમજી જાય છે અને બૂમ પાડી ઊઠે છે, “મારે નથી આવવું, નથી આવવું.”

પણ ગાડી ધકકેલાઈ જાય છે. તૂટી ગયેલાં ફેફસાંમાંથી જોર કરીને એ બૂમો મારે છે, “મારે આ મોતના ઓરડામાં નથી જવું.”

“આપણે પાટો જ બાંધવાનો છે.” એને શાંત કરવાના પ્રયત્ન થાય છે.

"જુઠું ! તો મારાં કપડાં કેમ લીધાં ?" એ બોલે છે, પણ પછી એનો અવાજ ઘોઘરો બની જાય છે. ગાડી અવાજ કર્યા વગર આગળ ધકેલાય છે. બારણા સુધી પહોંચતાં એ ગાડીમાંથી ઊભા થવાનો પ્રયત્ન કરે છે. એના વાંકડિયા વાળ ઊડે છે, એની આંખોમાંથી પાણી વહેવા માંડે છે. પણ એનાથી કંઈ થઈ શકતું નથી. એ બેસી જાય છે. "પણ હું પાછો આવવાનો જ ?" એ બોલે છે.

બારણાં બિડાય છે. અમે બધા રોષમાં આવી જઈએ છીએ. પણ કંઈ બોલી શકતા નથી. કેટલીક વાર પછી જોસેફ કહે છે, "અહીંથી જતાં ઘણાં માણસો એમ બોલે છે પણ ત્યાં ગયા પછી કોઈ પાછું અહીં આવવા પામતું નથી."

* * *

**મારા** પગનું ઓપરેશન કરવામાં આવે છે. બે દિવસ સુધી મને ઊલટીઓ થયા કરે છે. સર્જનના મંત્રી કહે છે કે મારાં હાડકાં ફરીને સાથે બંધાશે નહિ. એક બીજાનાં હાડકાં તો વળી ગયાં હતાં અને ફરીને ભાંગી ગયાં હતાં. એ બહુ કરુણ દશા કહેવાય.

નવા સૈનિકો આવ્યા છે તેમાં બેના પગ ચપટા થઈ ગયા છે. મુખ્ય સર્જન એ જોઈને આનંદ પામે છે. "હમણાં જ સારા થઈ જશે. એક સહેજ ઓપરેશન કરશું કે પગ હતા તેવા ને તેવા થઈ જશે. સિસ્ટર, એમને નીચે ઉતારો !"

એ જાય છે કે તરત જોસેફ કહે છે, "ઓપરેશન નહિ કરવા દેતા. એ એ લોકોની વૈજ્ઞાનિક બદમાશી છે. કોઈ એમને ઓપરેશન કરવા દે તો આનંદથી તેઓ ગાંડા બની જાય છે. એ લોકો તમારા આ પગ કાઢી નાખી ત્યાં લાકડાની ઘોડી બેસાડી દેશે, આખી જિંદગી લાકડી ઉપર ચાલ્યા કરજો."

"પણ બીજું થઈ શકે શું ?" એક જણ પૂછે છે.

"ના કહી દો. અહીં તમારા પગને સારો કરવા તમને મોકલવામાં આવ્યા છે, નહિ કે પગ કાપી નાખી તેની જગ્યાએ લાકડાં જડી દેવાને. આવા પગે તમને મેદાનમાં તકલીફ પડી હતી? નહિ, બરાબર! અને અત્યારે પણ તમે ચાલી શકો છો. પણ એવો પગ એ બુઢ્ઢાઓની છરી નીચે આવ્યો કે પછી મરો ત્યાં સુધી લંગડા ચાલ્યા કરો. ઑપરેશનોના અખતરા માટે જ્યાં કૂતરાંની જ જરૂર હોય છે ત્યાં આજે લડાઈ આવતાં તેમણે માણસોને ઝડપવા માંડ્યા છે. બહાર જોયું હતું, કેટલા જણ લાકડાને પગે ચાલે છે? '૧૪—'૧૫ દરમિયાન અહીં કેટલા ય આવી ગયા. એમાંનો કોઈ પહેલાં ચાલી શકતો તેથી વધુ સારી રીતે ચાલી શકતો નથી, વધુ ખરાબ સ્થિતિ થઈ છે. અને દર મહિને એ ફરીને વારાફરતી એ લોકોને ઝડપે છે. ફરીથી હાડકાં વહેરે છે અને ફરીને પ્લાસ્ટર લગાવે છે. મારું માનતો હોય તો કહી દે 'ના.' તો એ તને અડી શકશે નહિ."

પણ એમાંનો એક જણ એ વાત પસંદ નથી કરતો. શિર સલામત તો બધું ય સલામત. પગ સારો કરીને મારે લડાઈમાં માથું ખોવા જ જવાનું ને? જ્યાં સુધી પગથી ચાલી શકતો હોઈશ અને હાથમાં બંદૂક પકડી શકતો હઈશ તો જીવતો હઈશ ત્યાં સુધી એ લોકો મારો ગમે તે ઉપયોગ લઈ શકશે. એ કરતાં લાકડાનો પગ શું ખોટો કે ઘર ભેળા તો થવા મળે!

અમારા જેવો બીજો જણ હતો તેણે પોતે પગ કાપવા નહિ દે એમ કહ્યું, પણ બીજે દિવસે એમની સામે એવડું મોટું ભાષણ થયું, એમની સામે એવાં તો ડાચિયાં કરવામાં આવ્યાં કે જેથી તેઓ પગ કપાવવા કબૂલ થઈ ગયા. બીજું શું કરે? સામાન્ય માણસો. ક્લોરોફોર્મ આપીને અને પ્લાસ્ટર લગાવીને તેમને પાછા લાવ્યા.

* * *

આલ્બર્ટની સ્થિતિ બગડતી જાય છે. એ લોકો એને લઈ ગયા. છેક સાથળ આગળથી એનો પગ કાપી નાખ્યો. એ હવે ભાગ્યે જ કંઈ બોલે છે. એક વાર તો કંટાળામાં એ એવું બોલી જાય છે કે એના હાથમાં રિવૉલ્વર આવશે તે જ ક્ષણે એ પોતાને વીંધી નાખશે.

એક નવા જણને દોરી લાવવામાં આવે છે. અમારા ઓરડામાં આંખ વિનાના બે જણા થાય છે. એક તો યુવાન સંગીતકાર છે. એને ખવડાવવા જતી વખતે સેવિકાઓ પોતાની સાથે ચપ્પુ રાખતી નથી. એક વખત એણે ચપ્પુ ઝૂંટવી લીધું હતું. પણ આમ છતાં ય એક બનાવ બની જાય છે. સાંજે એને ખવડાવવામાં આવે છે, એ વખતે સેવિકાને બીજી તરફ બોલાવવામાં આવે છે. થાળી અને ખાવાનો ચીપિયો ટેબલ ઉપર રાખીને એ જાય છે કે પેલો ચિપિયો ઝડપે છે અને પોતાની છાતીમાં ઘોંચી દે છે. અને પછી લશ્કરી જોડો લઈને તેનાથી ચીપિયા ઉપર ઘા મારે છે. અમે મદદ માટે બૂમાબૂમ કરીએ છીએ. પણ ચીપિયો તો સારી રીતે છાતીમાં ઊંડો ઊતરી ગયો હતો. આખી રાત એણે વેદનાની ચીસો પાડયા કરી છે. સવારે એના જડબાને તાળું લગાવી દેવામાં આવે છે.

વળી પાછી પથારીઓ ખાલી થઈ ગઈ છે. વેદનાની અને મૃત્યુની ચીસો અને કણસાટ વચ્ચે અમે દિવસો પસાર કરીએ છીએ. હવે તો મૃત્યુગૃહ પણ નકામું થઈ પડયું છે. ત્યાં જગ્યા રહી નથી. અહીં ઓરડામાં જ માણસો રાત્રિ દરમિયાન મરી જાય છે. સેવિકાઓ મુડદાંઓની વ્યવસ્થા કરી શકે તે કરતાં વધુ ઝડપે મુડદાંઓ વધે છે.

એક દિવસે બારણાં પૂરેપૂરાં ઊઘડે છે અને ટ્રોલી હાજર થાય છે. એની અંદર ખાટલીમાં દૂબળો, ફિક્કો અને વાંકડિયા વાળવાળો પિટર સૂતો છે. અમે આશ્ચર્ય પામીએ છીએ. સિસ્ટર

લિબર્ટીન હસતી હસતી એને એની આગલી પથારી ઉપર જ સુવડાવે છે. અમે તો એને મરી ગયો સમજતા હતા.

"આવ્યો ને પાછો ?" એ બોલે છે.

જોસેફને પણ કબૂલવું પડ્યું કે એ જ પહેલો મૃત્યુગૃહમાંથી પાછો આવ્યો.

* * *

**ધી**મે ધીમે અમારામાંથી થોડાકને ઊઠવાની રજા મળે છે. મને પણ બેસીને ફરવા માટે ટેકણિયાં મળ્યાં છે. પણ હું એનો ઉપયોગ કરતો નથી. ઓરડામાં ફરતાં આલ્બર્ટ મારી સામે જોઈ રહે એ મને અસહ્ય થઈ પડે છે. એની આંખો મારી પાછળ પાછળ બિહામણા રૂપે ફર્યા કરે છે. એથી હું ઘણી વાર વરંડામાં ચાલ્યો જઉં છું.

નીચલે માળે પેટ, કરોડ, મસ્તક વગેરેના જખમોવાળા દર્દીઓ છે. જમણે પડખે જડબાં ભાંગેલા, ગેસ ગળી ગયેલા, દર્દીઓ છે. ડાબે પડખે ફેફસાં, પેડુ, જઠર, આંતરડાં, આંખ, એવાં નાજુક સ્થાનોએ ઘવાયેલા દર્દીઓ છે. અહીં જોવા મળી શકે કે માણસ કેવા કેવા ઠેકાણે ઘવાઈ શકે છે. અને ઘણાની સ્થિતિ જોઈને આંખે અંધારાં આવી જાય. સર્જનનો કારકુન મને કેટલાકના એક્ષ-રે-ફોટોગ્રાફો બતાવે છે, જોઈને હું થથરી જાઉં છું. માણસ માની શકે નહિ કે હાડકાંનો ભાંગીને ભુક્કો થઈ ગયા છતાં કોઈ જીવી શકે. અને આ તો એક હોસ્પિટલની વાત થઈ. આવી તો સેંકડો અને હજારો હોસ્પિટલો જર્મનીમાં છે, સેંકડો અને હજારો ફ્રાંસમાં છે, રશિયામાં છે. આવી આવી ઘટનાઓ શકય છે ત્યાં કંઈ લખવું, કરવું કે વિચારવું કેટલું મૂર્ખાઈભર્યું છે ! જો હજાર હજાર વર્ષની સંસ્કૃતિ પણ આ નરકાગારોને, લોહીના વહેતા આ ધોધને ન

અટકાવી શકે તો એનો અર્થ એ છે કે એ સંસ્કૃતિ જૂઠ્ઠી છે, નકામી છે! લડાઈ એ શું છે એ કોઈ પણ એક હૉસ્પિટલ કહી આપે છે.

હું કુમાર છું, વીસ જ વર્ષનો છું, છતાં ય વેદના, નિરાશા, ભય અને નસીબના સામર્થ્યમાંથી નીપજતા શોકના સાગરના ઘુઘવાટા સિવાય જીવનમાં શું હોય છે તે હું જાણતો નથી. હું જોઉં છું કે મૂઢ, અજ્ઞાન, મૂંગી, અક્કલહીન અને આજ્ઞાધારી બનાવીને પ્રજાઓને સામસામી કેમ ઊભી કરી દેવામાં આવે છે. હું જોઉં છું કે સૂક્ષ્મમાં સૂક્ષ્મ બુદ્ધિ તીવ્રમાં તીવ્ર શસ્ત્રાસ્ત્ર શોધવા અને ભાષાને ભભકાદાર બનાવવા પાછળ કેવી રીતે લગાડી દેવાય છે. હું જોઉં છું-અહીં છે, મેદાન પર છે, જગતમાં જ્યાં જ્યાં છે તે મારી ઉમરના બધા કુમારો આ જુવે છે. મારી સાથે મારો સમસ્ત યુગ આનો અનુભવ કરે છે. એક વખત એક સામટા અમે અમારા પિતાઓ સામે ઊભા થઈને અમારો હિસાબ માગીએ તો તેઓ અમને કયો જવાબ આપશે? કદી યે જો આ યુદ્ધ બંધ થાય તો બાકીની જિંદગીમાં તેઓ અમારી પાસેથી શેની આશા રાખે છે? વર્ષો સુધી અમે મારવાનો ધંધો કર્યો–અમારા જીવનની આ પહેલી શરૂઆત. અમારું જીવનનું જ્ઞાન મૃત્યુથી આગળ જતું નથી. હવે આગળ? આગળ જતાં અમારા દ્વારા કઈ ક્રિયાની તેઓ આશા રાખશે?

અમારા ઓરડામાં લ્યુવનડોવસ્કી સૌથી મોટો છે. ચાળીસ વર્ષનો એ છે. દસ મહિનાથી એ હૉસ્પિટલમાં પડ્યો છે. આંતરડામાં પડેલા જખમથી એ સખત પિડાય છે. થોડાંક અઠવાડિયાંથી બેસીને અહીં તહીં ફરવાની સ્થિતિમાં એ આવ્યો છે.

છેલ્લા કેટલાક દિવસથી એને ખૂબ ઉત્તેજના થઈ છે. એની પત્ની પોલૅંડમાં રહે છે. ત્યાંથી તેણે લખ્યું છે કે તેણે મુસાફરી જેટલી રકમ બચાવી છે અને તે મળવા આવવાની છે.

એ રવાના થઈ ગઈ છે, કોઈ પણ દિવસે આવી જાય. લ્યુવન કંઈ જ ખાઈ શકતો નથી. ઓસામણ પણ બે ચમચાથી વધુ લઈ શકતો નથી. પત્ર લઈને એ ઓરડામાં ચક્કર લગાવે છે. દરેક જણે દસદસ વાર એનો કાગળ વાંચ્યો હશે, અને ટપાલની છાપ તો કોણ જાણે કેટલીયે વાર ઉકેલાઈ ચૂકી હશે, પત્ર ઉપરનું સરનામું તો ઝાંખા હાથ અડી અડીને ન વંચાય તેવું થઈ ગયું છે છતાં એ દરેકને કહે, "મારો કાગળ છે, વાંચ્યો છે? વાંચો તો ખરા, મારી પત્ની આવે છે, ગામ જુઓ. ઉપર ટપાલની છાપ છે ને?" આ ઉત્તેજનાનું પરિણામ આવવું જોઈએ એ આવે છે: એને તાવ ચડી આવે છે અને પથારીમાં જવું પડે છે.

બે વર્ષથી પત્નીને એણે જોઈ નથી. ઘેરથી નીકળ્યો ત્યાર પછી થોડા જ વખતમાં એને બાળક આવ્યું હતું. એને આશા હતી કે એની પત્ની આવશે ત્યારે નિરાંતે મળવા એને બહાર જવા દેવામાં આવશે. સામાન્ય પરિસ્થિતિમાં તો કંઈ નવું ન ગણાય પણ પત્ની બે વર્ષ પછી મળતી હોય ત્યારે માણસ કેવળ મળવા કરતાં કંઈ વિશેષ કરવા માગતો હોય છે. અમે એને આશ્વાસન આપીએ છીએ કે નીચે બાગમાં વેલનો માંડવો છે, એક નાની ઓરડી પણ છે, એ વિના અડચણે પોતાની પત્નીને ત્યાં મળી શકશે. પણ તાવ આવી ચડયો એટલે એની આશા અને અમારું આશ્વાસન વ્યર્થ થયાં. હવે એને રસ નથી રહેતો. છતાં ય અમે આશ્વાસન આપીએ છીએ કે કંઈક માર્ગ કાઢશું.

બીજે દિવસે બપોરે એની પત્ની આવે છે લ્યુવન એની પાસે અમારાં વખાણ કરે છે. એ અમારી દરેકની પાસે આવી હાથ મિલાવે છે, પોતાનું બાળક અમારી પાસે મૂકે છે અને અમારી તબિયત પૂછે છે. અમને આનંદ થાય છે.

ડોકટર આવી જાય છે. હવે ઓરડામાં કોઈ બહારનું નહિ આવવાનું. હ્યુવન બાળક સાથે રમી લે છે, થોડી મીઠી વાતો કરી લે છે. પછી કંઈક મૂંઝાતો દેખાય છે. અમે સમજી જઈએ છીએ. બાળકને અમારી પાસે લઈ લઈએ છીએ. અને માથે ઓઢી પડખું કરીને સૂઈ જઈએ છીએ. બે જણા વાંસો ફરીને બારણે ચોકી કરવા બેસે છે. આખો ઓરડો એક ભાવભાવી કુટુંબ જેવો બની જાય છે.

પછી એની જવાની તૈયારી થાય છે. અમે આનંદની કિકિયારીઓ કરીએ છીએ. એ ભલી બાઈ જતાં જતાં અમને દરેકને એક એક સફરજન પ્રેમથી આપે છે. અમે એને 'મા' નું સંબોધન આપી એને વિદાય કરીએ છીએ.

* * *

થોડાં અઠવાડિયાં પછી મારે મસાજના ઓરડામાં જવું પડે છે. ત્યાં મારા પગને મસાજ કરવામાં અને ચાલવાની ટેવ આપવામાં આવે છે. હાથ તો ઘણા સમયથી સારો થઈ ગયો છે.

હરોલ ઉપરથી નવા જખમીઓ આવે છે. હવે પાટા કપડાના નથી બનાવતા પણ સફેદ ક્રીપપેપરના બનાવે છે. કપડાંની તંગી આવી ગઈ છે. આલ્બર્ટનો ઘા બંધ થઈ ગયો છે. થોડાં અઠવાડિયાં પછી એને બનાવટી અંગો માટેની હૉસ્પિતાલમાં જવાનું થશે. એણે પોતાનું ઓછાબોલાપણું ચાલુ રાખ્યું છે અને પહેલાં કરતાં ઘણો ગંભીર બની ગયો છે. ઘણી વાર એ જીભને છુટ્ટી મૂકી દે છે અને અમારી સામે તાકીને જોઈ રહે છે. જો એ અમારી વચ્ચે ન હોત તો એણે ક્યારની ય આત્મહત્યા કરી નાખી હોત. પણ હવે એ ખરાબમાં ખરાબ સ્થિતિ ભોગવીને પાછો વળે છે એટલે એ શાંત રહી શકે છે.

મને આરામની સેર જવાની રજા મળે છે.

મા મને પાછો જવા દેવા ઇચ્છતી નથી. એ બહુ અશક્ત બની ગઈ છે. ગયે વખતે આવ્યો તે કરતાં સ્થિતિ ઘણી ખરાબ છે.

પણ મને મારી ટુકડીમાં જઈ પહોંચવાનો હુકમ થાય છે અને ફરી એક વાર હું મોરચા પર પહોંચ્યું છું.

આલ્બર્ટ ક્રોપ જેવા મિત્રથી વિખૂટા પડવું એ ઘણું કપરું હતું પણ લશ્કરમાં એવા બહુ પ્રસંગો આવે છે.

☆

૧૧

હવે અમે અઠવાડિયાં ગણતા નથી. આવ્યો ત્યારે શિયાળો હતો અને જમીને કઠણ બનેલી જમીન ઓગમારાથી ફાડીને ભિડતી ત્યારે ઓગના જેવી જ એ લાગતી. ઝાડ પાછાં લીલાં થયાં છે. અમારું જીવન તો છાવણી અને મોખરાની વચ્ચે અથડાય છે. હવે અમે એનાથી ટેવાઈ ગયા છીએ. લડાઈ એ ઇન્ફ્લ્યુએન્ઝા, કેન્સર કે મરકી જેવી જ બની ગઈ છે, ફેર એટલો કે લડાઈમાં માણસો વધુ ઝડપથી મરે છે અને કંપારી છૂટે એવી રીતે મરે છે.

અમારા વિચારો માટીનો પિંડો છે. દિવસ ફરે એમ એનો ઘાટ ફરે. જ્યારે આરામ લેતા હોઈએ ત્યારે વિચારો જાગ્રત હોય છે અને આગ નીચે હોઈએ ત્યારે એ મુડદાં બની જાય છે. બહારથી અને અંદરથી એ જવાળામુખીનો પ્રદેશ છે.

અહીં અમારી જ માત્ર એવી સ્થિતિ છે એમ નહિ, બધે જ એવું છે, ક્યાંય કોઈ ચીજ સ્થિર નથી. વેપાર, ધંધા, કેળવણી, નિત્યવ્યવહાર બધું જ અસ્થિર છે. પહેલાં અમે સિપાહીઓ જુદા જુદા પ્રાંતના સિક્કા જેવા હતા. હવે અમને ગાળી નાખવામાં આવ્યા છે અને અમારી ઉપર એક જ છાપ છે. મૂળ અમે કયા હતા તે જોવા માટે તો હવે ધાતુને જ ટકોરવી જોઈએ. અમે પ્રથમ સિપાહીઓ છીએ પણ પછી કોઈ વિચિત્ર અને શરમ આવે એ રીતના અમે વ્યક્તિરૂપ સમષ્ટિ પણ છીએ.

અહીં એક બંધુતા છે કે જેમાં લોકસાહિત્યમાંની મૈત્રી છે, એકાંત કેદ પામેલા બે કેદીનો પારસ્પરિક સમભાવ છે અને જેમાં એ ચુસ્ત વફાદારી છે કે જે ભયાનકતામાં રિબાતા, મૃત્યુની વ્યગ્રતા ભોગવતા, મૃત્યુથી તરછોડાયલા અને વહ્યા જતા કાળમાંથી રસના ઘૂંટડા લઈ લેવા શુષ્ક પ્રયત્નો કરે છે તેવા મૃત્યુની સજા પામેલા બે જણ વચ્ચે હોય. જો કોઈ એ આમાં પ્રશંસા કરવાની હોય તો આ સાધારણ બની ગયેલ ભવ્ય બંધુતાની છે—પણ આજે એ કરવાની કોને જરૂર છે?

દાખલા તરીકે, આ જ કારણે જેડન દુસ્મન-હલ્લાની ખબર સાંભળતાં જ ખાણું ઝટપટ ગળા નીચે ઉતારી જાય છે. એક જ કારણ છે કે એને બીજી ક્ષણે પોતે જીવતો હશે કે નહિ એની ખાતરી નથી, અમે આના યથાર્થપણાની ચર્ચા કરીએ છીએ. કેટ આ વસ્તુની ઝાટકણી કાઢે છે. લડાઈમાં પેટ, હોજરી ઇત્યાદિ ભાગોના જખમની શકયતા હોય જ છે અને ખાલી પેટ કરતાં ભર્યું પેટ વધુ જખમાય છે. આવા ઘણા પ્રશ્નો હોય છે. જીવન અહીં મૃત્યુ સામે ઊભું હોય છે. એનો વેગ સાવ શુષ્ક, એનો ઘાટ સાવ કલાહીન અને એનો હેતુ પોતાને જ મારવાનો છે એ જોઈને વિસ્મય થાય છે. જેવું જીવન છે તેવા જ અમે બની જઈએ છીએ, એટલે તો આ ભયાનક વિસ્મય સામે ટકી શકીએ છીએ, અને એને સહી શકવા જ મિત્રતાની લાગણી ઊભી થઈ છે. એ લાગણીને અમે સંઘરતા જ જઈએ છીએ, જેમ ધ્રુવ પ્રદેશનો સફરી કણ કણ કરીને શક્તિ સંઘરે છે.

અમે આવી બંધિયાર અને વિકટ સ્થિતિમાં જીવતા હોવા છતાં એની અસરનો અંશ પણ અમને આંચ આપી શકતો નથી. પણ કયારેક એકાએક એક દર્દમય ચીસ પડાઈ જાય છે. એ ચીસની ક્ષણો ભયંકર છે. એ ચીસ કહે છે કે તું એક જંગલીથી જરા ય ચડિયાતો નથી. જંગલીની સામે એના જીવન નિર્વાહનો પ્રશ્ન છે, એને એનાં

દેવદેવલાંને સંતોષવાં છે, તારે એમાંનું શું છે? જંગલીની તો પ્રગતિ થવાનો સંભવ છે, તારી તો અવગતિ થઈ રહી છે. જંગલી કુદરતી રીતે પ્રાથમિક દશામાં છે, તું કૃત્રિમ રીતે એ દશાને ઓઢી બેઠો છે.

અને માણસ રાત્રે સ્વપ્નમાંથી જાગીને આસપાસ જુએ છે તો તેને પોતાની આસપાસ ભૂતાવળ ફરતી દેખાય છે. એની અને અંધકારની વચ્ચે કેવી આછી રેખા જ રહી છે તે જોઈને એ ચમકે છે. અમે પામર જ્યોત છીએ કે જેને એકલતા અને ગાંડપણનાં મહા તોફાનોથી બચવાને બંધુતાની એક પાતળી દીવાલની જ આડ છે. એની અંદર અમે મૂંજવા લાગીએ છીએ અને ઘણી વાર તો બુઝાઈ જવાની અણી પર આવી જઈએ છીએ. યુદ્ધનો ઘોર નાદ અમને ઘેરી લે છે અને અમે અમને જ ચગદીને અમારી જ ઉપર ચાલવા લાગીએ છીએ. અમને આશ્વાસન છે કેવળ અમારા ઊંઘતા મિત્રના શ્વાસોચ્છ્વાસનું; અને એને આશરે પ્રભાત ખૂલવાની રાહ જોઈએ છીએ.

આ આછા પાતળા રક્ષણને પણ પ્રત્યેક દિન અને પ્રત્યેક રાત્રિ, પ્રત્યેક ઓપ અને પ્રત્યેક મૃત્યુક્ષણ કાતરી નાખે છે અને કાળ એને ઝપાટાભેર ખાતો જાય છે. મારી આજુબાજુ જોતાં પણ હું સમજી શકું છું કે એ ક્રિયા કેવી ક્રમબદ્ધ ચાલી રહી છે.

ડેટરીંગની કરુણ કથા.

એ એક એવો હતો કે જે પોતાને પોતાની અંદર જ સમાવી રાખે. એનું કમભાગ્ય કે એક ચેરીનું વૃક્ષ એની નજરે પડ્યું. યુદ્ધ-મોખરા પરથી પાછો જ ફરતો હતો, પ્રભાત ખીલતું હતું, નવી છાવણીના મકાન પાસેના રસ્તાના વળાંક આગળ એ ઊભું હતું, પાંદડાં નહોતાં આવ્યાં. કૂણી કૂણી કૂંપળો અને સફેદ નાનાં ફૂલ ખીલી ઊઠયાં હતાં.

એ સાંજે ડેટરીંગ ન દેખાયો. મોડેથી એ આવ્યો ત્યારે એના હાથમાં ચેરીની બે મંજરીઓ હતી. અમે મશ્કરી કરી, "કેમ,

લગ્ન કરવા ચાલ્યો કે ?" એણે જવાબ ન આપ્યો. સીધો પથારીમાં જઈ ને સૂઈ ગયો. રાત્રે એને મેં સળવળતો સાંભળ્યો. એ સામાન એકઠો કરતો હતો. મને શંકા થઈ. એની પાસે હું ગયો. 'કંઈ નથી, કંઈ નથી' એ બોલવા લાગ્યો. મેં કહ્યું, "મૂરખ ન થા."

"ના, ના, એ તો ઊંઘ નથી આવતી—"

"ચેરીની મંજરી શા માટે તોડી હતી ?"

"કેમ, ન તોડી શકું, શું ?" માઠું લાગ્યું હોય તેમ એણે જવાબ આપ્યો. "મારે ઘેર આનો તોટો નથી. અહીં તો છે પણ શું ? ત્યાં તો એ જ્યારે ખીલે છે ત્યારે ઉપરથી જુઓ કે સફેદ ચાદર પથરાઈ ગઈ હોય તેવું લાગે, અત્યારે બરાબર ખીલવાનો સમય છે."

"સંભવ છે કે તને હવે ઘેર જવાની રજા મળે. તું તો ફરીને ખેડૂતની જિંદગી માણવાનો !"

એણે માથું હલાવ્યું, એ ખૂબ દૂર નીકળી ગયો હતો. આ ખેડૂતો ! તેઓ જ્યારે ઉત્તેજનામાં હોય છે ત્યારે એમના આવિર્ભાવ જુદી જ જાતના હોય છે. એમનામાં એ વખતે ગાય અને બકરીના, એટલે કે નમ્રતા અને ત્વરિત ઉશ્કેરાટ એ બે જાતના સ્વભાવ પ્રગટી ઊઠે છે. એના વિચારોને બીજી બાજુ વાળવા મેં મશ્કરી કરતાં એની પાસે થોડી રોટી હોય તો આપવા કહ્યું. એ કદી કોઈને પોતાની વસ્તુ આપી શકતો નહિ એટલે એમાંથી ગમ્મત મળવાનો સંભવ હતો પણ એણે આજે જરા પણ બોલ્યા વિના એક મોટો કકડો હતો તે બધો આપી દીધો. મને હવે એની પૂરી બીક લાગી. આખી રાત હું જાગતો રહ્યો. પણ કંઈ બન્યું નહિ. સવારે એ રોજના જેવો જ લાગતો હતો.

પણ એના ધ્યાનમાં આવી ગયું હોવું જોઈએ કે હું એનું ધ્યાન રાખું છું. બીજી સવારે એ ગૂમ થઈ ગયો. મેં એને જતો

જોયો પણ હું કંઈ બોલ્યો નહિ. મને થતું હતું કે એ સરહદ વટાવી જાય તો સારું.

આજ સુધીમાં કેટલાક એવી રીતે ભાગીને હોલેંડમાં પહોંચી ગયા છે.

પણ હાજરીને વખતે એ ભાગી ગયો છે એ જણાઈ આવ્યું. અઠવાડિયા પછી એ જાસૂસોના હાથમાં પકડાઈ ગયો. એ હોલેંડ તરફ જવાને બદલે જર્મનીની હદમાં જ ભાગ્યો. કમભાગી! પણ આટલા જ ઉપરથી સમજી શકાય કે એને ગૃહવિયોગજ્વર લાગુ પડયો હતો. પણ મોખરાથી યે સો માઈલ આગળ નીકળી ગયેલા લશ્કરના કાયદાને એ વસ્તુ સાથે નિસ્બત નથી હોતી.

ડેટરીંગનું પછી શું થયું તેની અમને ખબર નથી.

ઘણી વાર આ વસ્તુ એક યા બીજે માર્ગે એની હદ આવી જતાં ધડાકા સાથે ફાટે છે. એ માટે બર્જરની જ એક વાત બસ થશે.

અમારી ખાઈઓ હમણાં કેટલાક સમયથી નાશ પામી ગઈ છે એટલે મોરચાનાં સ્થાનો ફેરવાયા જ કરે છે. ખાઈઓની લડાઈ જેવું હવે બહુ નથી રહ્યું. જરા ભારે આક્રમણો અને પ્રત્યાક્રમણો થાય છે ત્યારે મોરચો તૂટી જઈને નાના નાના ખાડાઓમાં વહેં-ચાઈ જાય છે. અહીં તહીં નાની નાની ટુકડીઓ પડી હોય.

અમે એક એવા નાના ખાડામાં છીએ. અંગ્રેજો અર્ધચક્રમાં અમારી તરફ વધે છે. તેઓ અમારી ટુકડીને આગળ પાછળ હટાવતા જાય છે અને ઘેરતા જાય છે. હારવાનું પણ સહેલું નથી, ધુમ્મસ અમને એવું ઘેરી વળ્યું છે કે અમે તાબે થઈ જવાને તૈયાર છીએ તેવું પણ કોઈ જોઈ શકે તેમ નથી, અને અમને પોતાને પણ અમારી ઇચ્છા શી છે તે ખબર જ નથી ને? આવી ક્ષણોમાં

માણસની ઇન્દ્રિયો ગઝેર જ મારી ગઈ હોય છે. હાથ-બૉંબોના ધડાકા અમે સાંભળીએ છીએ, અમારી મશીનગનનો વંટોળ પ્રતિપક્ષના અર્ધચક્ર ઉપર ચડે છે. હીમ જેવું પાણી વરાળ બની જાય છે એટલી ઉત્તેજના છે. અમે આગળ વધતા જઈએ છીએ પણ શત્રુનું અર્ધચક્ર ફરતું ફરતું અમારી પાછળ જોર કરે છે.

થોડી મિનિટોનો જ મામલો.

એ વખતે એક બીજી મશીનગન જેટલી બને તેટલી નજીક લાવીને તેમાંથી મોતના તણખા છોડવામાં આવે છે. એક ખાડામાં અમારી હદમાં એને ગોઠવેલ છે. એને બર્જર લાવ્યો છે. પાછળનું પ્રત્યાક્રમણ શરૂ થઈ જાય છે. અમે છૂટકારાનો દમ ખેંચ્યો. એ પછી સારા એવા આશ્રયમાં બેઠા હતા ત્યાં ખોરાક લાવનાર એક જણે કહ્યું કે સો એક વાર ઉપર એક સંદેશવાહક કૂતરો ઘવાઈને પડ્યો છે.

"કયે ઠેકાણે?" બર્જર પૂછે છે.

પેલો સ્થળનાં નિશાન કહે છે. બર્જર ઊભો થઈને ચાલવા માંડે છે: કાં કૂતરાને લાવવો, કાં એને મારી નાંખવો. છ મહિના પહેલાં એણે આની પરવા ન કરી હોત. કૂચ માટે ઊપડતા પહેલાં અમે વિચાર કર્યો હોત. આજે અમે એને "ગાંડા લાગે છે!" કહીને અટકાવીએ છીએ છતાં તે નથી અટકતો અને દાંત ભીંસીને ચાલવા માંડે છે. મોખરાના યુદ્ધમાં અવારનવાર જે ગાંડપણો જોવા મળે છે તે ઘણાં ભયંકર હોય છે. માણસને નીચે પછાડીને સુવાડી જ રાખવો પડે. પણ બર્જર તો છ ફૂટ ઊંચો અને સારી પેઠે પહોળો છે, એને પછાડવાની અમારા કોઈમાં તાકાત નથી.

એને ગાંડપણ જ વળગ્યું છે એ નક્કી. દુશ્મનોની હરોળ સુધી એણે જવાનું છે. કોઈક દિશામાંથી અમારી ઉપર ઊતરતી વીજળીએ અમારા મગજમાં આંચકો આપ્યો છે, અમારામાં ઘણાના મોંમાંથી

એથી ચીસ નીકળી ગઈ છે અને આમતેમ નાસવા ભાગવા લાગ્યા છે—એક માણસને તો જમીનમાં દટાઈ રહીને સંતાઈ જવાનું ભૂત ભરાયું અને તે પોતાના હાથથી પગથી અને મોઢાથી જોર કરીને જમીન ખોદવા લાગ્યો છે, અર્જરના મગજને પણ એ અસર પહોંચી છે.

એ સાચું છે કે કેટલીક વખત ગાંડપણના ઢોંગ દેખાય છે પણ એ ઢોંગ જ ગાંડપણનું એક ચિહ્ન નથી? અર્જર કૂતરાને મારવા ગયો પણ રસ્તામાં તેને પોતાને જ પેડુમાં એક જખમ થાય છે. અને એને ઉપાડી લાવવા જનારના પગમાંથી એક ગોળી પસાર થઈ જાય છે.

* * *

મુલર પણ આ દુનિયામાંથી ઝપટી ગયો. વેરેય-પ્રકાશની મદદથી કોઈ કે એની છાતીમાં જ બરાબર ગોળી મારી. ત્યાર પછી અર્ધો કલાક એ જીવ્યો; પૂરા ભાનમાં, પણ અસહ્ય યાતનામાં.

મરતાં પહેલાં એણે પોતાની નોંધપોથી મને સોંપી. અને પેલા બૂટ—મરતાં પહેલાં કેમેરીશે જે આપ્યા હતા તે પણ મને આપ્યા. હું એ પહેરી લઉં છું; મને પણ એ પૂરા થઈ જાય છે. મારા પછી હું એ જેડનને આપી દઈશ. મેં જેડનને વચન આપ્યું છે.

મુલરને અમે દાટી તો શક્યા પણ એની કબર સલામત રહે એમ લાગતું નથી. અમે ઝડપભેર પાછળ હઠીએ છીએ. શત્રુ હરોળમાં અંગ્રેજો અને અમેરિકનોની નવી નવી કેટલીયે ટુકડીઓ આવી છે. એમને તો ખોરાકની પણ કેટલી યે છૂટ છે. એમની પાસે બંદૂકો અને બોંબો નવી જાતનાં છે. વિમાનો પણ ઘણાં છે.

જ્યારે અમે તો ખોરાક અને હથિયારો બંને રીતે તંગીમાં છીએ. ખોરાકમાં અપથ્ય મિશ્રણો હોય છે એટલે અમે માંદા પણ

પડતા જઈએ છીએ. જર્મનીના કારખાનદારોને સારી પેઠે તાલેવંત થઈ જવાનું ફાવ્યું છે. મરડાનો વ્યાધિ અમારો જીવ લઈ લે છે. જાજરૂઓ આગળ જ્યારે જાઓ ત્યારે ભીડ મચેલી દેખાય. ઘેર બેઠેલા લોકોને અમારા આ ફિક્કા મરી ગયેલા દીદાર દેખાડવા જોઈએ. અમારું તોપખાનું ફરી ગાજવું શરૂ કરે છે પણ એની પાસે દારૂ-ગોળો જ ઓછો છે. અને એ એટલું જૂનું થઈ ગયું છે કે બરાબર નિશાન લઈ શકતું નથી. કેટલીક વાર તો તેમાંથી છૂટતા ગોળા એટલા આડા જાય છે કે અમે જ એના ભોગ થઈ પડીએ છીએ. ઘોડાં પણ હવે અમારી પાસે ઓછાં રહ્યાં છે. અમારી ટુકડીઓમાં નાનકડા કુમારો અને કિશોરો જ મોટે ભાગે રહ્યા છે, અને એમને પણ આરામની જરૂર છે. હજારોની સંખ્યામાં તેઓ પટોપટ પડીને મરી જવા સિવાય બીજું કાંઈ જાણતા નથી. બંદૂકની નળી સામે ધરીને દોડે પણ પરિણામે તો એક પણને માર્યા સિવાય જાતે જ હણી પડે છે. દુશ્મનો કેવળ રમત રમતમાં અમારી આવી ટુકડી-ઓને ખલાસ કરી નાખે છે. બે ટુકડીઓ ટ્રેનમાંથી હજી ઊતરતી હતી અને એક વિમાન એમને આવી રીતે ખલાસ કરી ગયું.

"જર્મનીએ હવે તદ્દન ખાલી થઈને અહીં આવી જવું જોઈએ." કેટ કહે છે.

હવે તો કોઈક દિવસ કંઈક ફેંસલો આવવાનો છે એવી આશા પણ અમે છોડી દીધી છે. અમે એવો વિચાર પણ કરવો છોડી દીધો છે. બસ, માણસ આવે, એક ગોળી એને વીંધી નાખે, હોસ્પિ-ટલમાં જાય, જો એના અંગને વાઢવા કે કાપવાનું ન થાય તો 'યુદ્ધસેવાનો ચાંદ' છાતીએ લટકાવી મોટા સર્જન સાહેબ આવે અને ઝીણી આંખે જોઈને કહે, "ઓહ, એક પગે સહેજ જખમ થયો છે ને? ઠીક છે, હિંમત રાખો, જરા જાળવીને રહેજો, બસ, જાઓ, પહોંચો મોખરા ઉપર."

કેટ એક વાત કહે છે. આ વાત વેસ્ટ્જીસથી ફ્લેન્ડર્સ સુધી ફેલાઈ ગઈ છેઃ એક સર્જન છે, દર્દીનું નામ બોલે છે, દર્દી એની સામે આવે છે, એની સામું પણ જોયા વિના એ કહી નાખે છેઃ "ખાસ કંઈ નથી, મોખરા ઉપર પહોંચો." લાકડાની ઘોડી ઉપર ચાલતો દર્દી એની સામે જાય તો પણ જોયા વિના કહેશે, "ખાસ કંઈ નથી, મોખરા ઉપર પહોંચો." એક જણ સામે બોલે છે, "સાહેબ, પગ તો લાકડાનો છે, હવે મોખરા ઉપર જઈશ તો માથું પણ લાકડાનું કરાવવું પડશે અને પછી આપની ખુરશી પર મારે બેસવું પડશે અને આપે મારું સ્થાન લેવા ત્યાં જવું પડશે." સર્જન સાહેબ 'હૂં?' કરતા ઊંચું જુએ છે.

સારા દાક્તરો પણ હોય તો છે જ. પણ તેઓ પણ જખમીઓની મોટી સેના આગળ મૂંઝાઈ જાય છે.

કેટલીક વાતો તો બહુ કડવાશથી બોલાતી હોય છે. અસંતોષને લીધે કેટલી યે ચોરી, બદમાશી અને નીચતા લશ્કરમાં પેસી ગઈ છે. ટુકડીઓ ને ટુકડીઓ કંઈ પણ સફળતા મેળવ્યા વિના, વધુ ને વધુ ખુવારી લઈને પાછી ફરે છે, દિવસ જાય છે અને વધુ ને વધુ નિરાશા મળતી જાય છે, આક્રમણો ઓછાં ને ઓછાં થતાં જાય છે અને રક્ષણ પણ નબળું ને નબળું બનતું જાય છે, આ બધાની પાછળ કોઈ ખાસ અર્થ નથી, શું?

અને હવે તો ટેંકોનું જોર વધ્યું છે. અમારી સામે હવે અમે બંદૂકો કે તોપો નથી જોતા, આક્રમણકારી પાયદળ તો અમારા જેવા માનવીઓ હોય છે પણ આ તો યંત્ર જ. એ તો ખાડાઓ અને ખડકો, જીવતાં અને મરેલાં સૌ ઉપર એક જ શૂન્યભાવે ગબડયે જાય છે. દિશાઓને ભરી દેતી ગર્જના, હવાને ગૂંગળાવી દેતો ધુમાડો અને પહાડોને થથરાવી દેતો મારો અમારાં નાનાં નબળાં કાળજાંને

સ્તબ્ધ કરી દે તેમાં શી નવાઈ? એમના રાક્ષસી કદ આગળ અમારા હાથ તો ઘાસની સળીઓ છે, એના ગોળા પાસે અમારા બોંબ તો દીવાસળીનું ટોપકું છે.

એક બાજુ—બોંબો, ગેસના ગોટા અને ટેંકોની રાક્ષસી ગર્જના: કડાકા, ભીષણતા, મૃત્યુ!

બીજી બાજુ—મરેલા, એમ્બ્યુલન્સો, ટાર્પ ફ્લાઈડ: વેદના, કણસાટ, મૃત્યુ!

ત્રીજી બાજુ—ખાઈઓ, હોસ્પિટલો, કબરો: મૃત્યુ!

ચોથી બાજુનું અસ્તિત્વ નથી.

* * *

એક આક્રમણમાં અમારો અધિનાયક બર્ટીન્ક પડે છે. તેઓ અમારા પક્ષના એક સારામાં સારા, બાહોશમાં બાહોશ સેનાપતિ હતા, ઉગ્ર સ્થાનો પર જ ધસી જનારા હતા, બે વર્ષથી અમારી સાથે હતા, આજસુધીમાં એક પણ જખમ એમને થયો નહોતો. એટલે અંતે કંઈક આવું થવાનું જ હતું.

અમે એક ખાડામાં મોરચો માંડીએ છીએ. ઘેરાઈ જઈએ છીએ. પાઉડરના ધુમાડા સાથે પેટ્રોલની ગંધ ચોતરફ ફેલાય છે. બે માણસો દેખાય છે. એકના ખભા પર એક ડબ્બા જેવું છે. બીજાના હાથમાં એક ઝારી છે કે જેમાંથી તે આગ છાંટે છે. જો એ લોકો અમારી નજીક આવી જાય તો અમારે પાછા હઠવું પણ મુશ્કેલ.

અમે એમની ઉપર ગોળીઓ છોડીએ છીએ. પણ એ લોકો આગળ વધતા જ જાય છે અને પરિસ્થિતિ વિકટ બને છે. બર્ટીન્ક અમારી સાથે જ ખાડામાં હતા. એમને લાગે છે કે અમારી ઉપર

સખત આગ વરસતી હોવાથી અમે બરાબર ગોળીઓ છોડી શકતા નથી, અમે આશ્રય જ શોધવામાં રહીએ છીએ, એટલે તેઓ રાઇફલ ઉઠાવે છે, ખાડાની બહાર કૂદી પડે છે અને જમીન ઉપર સૂઈ જઈને કોણીનો ટેકો લઈને નિશાન તાકે છે, ગોળી છોડે છે પણ એ જ ક્ષણે દુશ્મનપક્ષે એમને જોઈ લેતાં એમના પર સામી ગોળી છૂટી, તેઓ વીંધાઈ ગયા. એક ક્ષણ એમનું માથું જમીન સાથે પટકાઈ પડ્યું પણ પછી તરત એમણે બીજું નિશાન લીધું: એક ગોળી, બીજી ગોળી અને પછી 'ફતેહ' એવા અવાજે ખાડામાં ફરી તેઓ કૂદી આવે છે. આગ છાંટનાર બરાબર વીંધાયો હતો. એ પડ્યો, એના હાથમાંથી આગની ઝારી પડી ગઈ અને બીજાના હાથમાંથી ડબ્બો પડી ગયો. એની જ આસપાસ આગ ફરી વળી.

બર્ટીન્કને છાતીનો ઘા વાગ્યો હતો. થોડી વાર પછી એક લોખંડની કણી ઊડીને એની દાઢીમાં વાગે છે, એ જ કણી લિયરને વાગે છે. એના જોશથી લિયર દૂર ઊછળી પડે છે, લોહીનો ધોધ વહી જાય છે અને એ જ મિનિટમાં એનાં અંગો ખિડાઈ જાય છે.

નિશાળમાં એ ગણિતમાં સારામાં સારો હતો એ વાતનો ગર્વ આજે એને ક્યાં રહ્યો ?

* * *

મહિનાઓ વીતી જાય છે. વધુમાં વધુ લોહિયાળો અને ભીષણ સન ૧૯૧૮ નો ઉનાળો આવ્યો છે. દિવસો કેટલા સુંદર સ્વરૂપે સામે આવીને ઊભા રહે છે. બધા ચૂપ છે, બધા હવે સમજી ગયા છે કે અમે હારીએ જ છીએ. બધા જાણે છે કે આ અમારું આખરી અને મરણિયું આક્રમણ છે. હવે અમારી પાસે માણસો નથી, હથિયારો પણ નથી.

છતાં ય હલ્લાઓ ચાલ્યા કરે છે, યમનો પડછાયો ઘૂમ્યા જ કરે છે.

૧૯૧૮ નો ઉનાળો—આજે જીવન માટે જેવો તલસાટ જાગ્યો છે તેવું કપરામાં કપરી ક્ષણોએ પણ નથી લાગ્યું. અમારી છાવણીની આસપાસ ઘાસ વચ્ચે ડોલતાં ખસખસનાં લાલલાલ ફૂલ, ઘાસની લીસીલીસી પત્તીઓ, પવનની મીઠીમીઠી લહેરો, આછાઆછા અજવાળામાં શાંત લાગતી છાવણી, ઉષા-સંધ્યામાં કેવળ પડછાયો બતાવીને વાતો કરતાં વૃક્ષો, વહેતાં ઝરણાં અને ઝગમગતા તારા, કંટાળા અને થાક પછી આવતી નિદ્રા અને સ્વપ્ન—જીવન, જીવન, જીવન !

૧૯૧૮ નો ઉનાળો—આટલી મૂંગી રીતે વિદાય લેતા કદી મોખરા પર ગયા નથી. હવામાં સુલેહ અને શાંતિ જોરશોરથી ગાજી રહી છે. અમારાં હૃદયોને એમણે કબજે કરી લીધાં છે અને અમને મોખરા પર જવાને તે દિલ થવા દેતી નથી.

૧૯૧૮ નો ઉનાળો—મોખરા ઉપર જીવન આટલું વ્યગ્ર કદી બન્યું નથી. ગોળાઓનો મારો આવે છે, અમે ધરતી પર સૂઈને એને બથ ભરી રાખીએ છીએ, હાથથી ધરતીનાં ધૂળ ઢેફાં અને પથ્થરને જકડી રાખીને અમે ચીસ પાડીએ છીએઃ નહિ, નહિ, હવે નહિ, આ છેલ્લી ક્ષણે તો બસ રહો !

૧૯૧૮ નો ઉનાળો—આશાનો નિશ્વાસ, ઉપર તળે થઈ ગયેલી આ જમીન પર વહેતો અધીરાઈ, નિરાશા અને મૃત્યુની અસહ્યતમ વેદના પરથી વહી જતો આશાનો નિશ્વાસ જોરજોરથી પૂછે છે, 'શા માટે ? શા માટે અંતને આવતાં વાર લાગે છે ? શા માટે અંતની આટલી અફવા ફેલાય છે ?'

* * *

પુષ્કળ વિમાનો છે અને પુષ્કળ વિમાનીઓ છે, એટલા બધા કે તેઓ અમે તો સસલાં હોઈએ એમ અમારી એક એકની પાછળ

પડે છે. એક એક જર્મન વિમાનની પાછળ પાંચ પાંચ ને દશ અંગ્રેજ અને અમેરિકન વિમાન દોડે છે. એક એક ભૂખ્યા થાકેલા જર્મન સૈનિકની સામે તાજામાજા પાંચ અંગ્રેજ—અમેરિ આવે છે. અહીં અમારી બાજુ એક રોટીની સામે ત્યાં અ પાસે પચાસ પચાસ માંસના ડબ્બા છે. પણ એ લોકો અમને આપી શકતા નથી કારણ કે અમે યુદ્ધના ભોમિયા થઈ ગયા છ એ લોકો અમને અસાધારણ મોટા બળથી આમતેમ તગડયા કર

વરસાદ અમારી પાછળ જ ઊભા રહે છે. બહાર નીકળી તે અમારા ઓવરકોટ સોંસરો પેસી જઈ ને અમારી છાતીને છે. મોરચા પર હોઈએ ત્યાં સુધી અમારે ભીના ને ભીના : પડે છે. અમે ભીના મટતા જ નથી.

તોફાન અમને ચાબુકના ફટકા મારે છે. નાના બાળકની અમે ચીસો નાખીએ છીએ. અને રાત્રે પીંખાઈ ગયેલી જિંદ કણસાટ શરૂ થાય છે.

અમારા હાથ માટી છે, અમારું શરીર ઢેફું છે, અ આંખોમાં ધુમ્મસ ભર્યાં છે. અમને ખબર નથી, અમારામાં જીવન રહ્યું છે કે નહિ.

એક વખત કેટ ખાવાનું લાવતાં પડે છે. અમે બે એકલ છીએ. હું એને પાટો બાંધું છુ. એના પગનો નળો ભાંગી લાગે છે.

એ દાંત ભીંસી રાખે છે તો પણ અવાજ નીકળી જાય "છેવટે છેક છેવટે—"

હું એને આશ્વાસન આપું છું. "કોને ખબર છે આવું કેટલો વખત ચાલશે? આપણે બચી જવાના—"

જખમમાંથી લોહી જોરથી વહે છે. ડોળી શોધવા જવા જેટલા સમય સુધી પણ કેટને એકલો મૂકી શકાય નહિ. આસપાસમાં ડોળી ઊંચકનારા ક્યાં હશે તે પણ હું જાણતો નથી.

કેટનું કંઈ બહુ વજન નથી. હું મારી પીઠ પર એને લઈ લઉં છું અને પાટા બાંધવા હોસ્પિતાલે લઈ જવા ચાલવા માંડું છું.

બે વખત અમે રસ્તામાં આરામ લઈએ છીએ. એને પીડા સખત થાય છે. અમે ઝાઝી વાતો કરતા નથી. પહેરણના કાંઠલા ખોલી નાખી હું જોરથી શ્વાસોચ્છ્વાસ લઉં છું. પરસેવે રેબઝેબ થઈ જાઉં છું અને ભારથી ચહેરો તંગ બની જાય છે. તો પણ કેટને હું મારે ખંધોલે જ બેસી રહેવાનું કહું છું. અહીં થોભવામાં પૂરતું જોખમ છે.

આગળ વધવું બહુ દુસ્તર છે. પળે પળે કોઈ ગોળી કે કોઈ બોંબનો ભય રહે છે. કેટના પગમાંથી લોહી ટપકીને જમીન ઉપર લીટો આંકતું હતું એટલે હું વધુ ને વધુ ઉતાવળે ચાલું છું.

બોંબની વર્ષા જરા ધીમી બને એટલો વખત આરામ લઈ લેવા અમે એક ખાડામાં બેસીએ છીએ. મારી પાણીની કોથળીમાં ચા હતી તેમાંથી થોડી કેટને આપું છું. એક સિગારેટ બન્ને પીઈએ છીએ.

"કેટ!" હું શોકસ્વરે કહું છું, "અંત આગળ આવીને આપણે છૂટા પડવું પડશે."

કંઈ બોલ્યા વિના એ મારી સામે જોઈ રહે છે.

"યુદ્ધમાં આપણે આવ્યા ત્યારના દિવસોની મજા યાદ છે? એક વખત આપણે બતકાં પકડવા ગયેલા, હું હજી તાજો જ ભરતી થયેલો હતો, ત્યારે એક વખત હું ઘવાઈને પડ્યો અને તું મને ઉપાડી લાવેલો? ત્રણ વર્ષ થઈ ગયાં!"

કેટ માથું હલાવે છે.

આ એકલતાની વેદના મારામાં ભરાઈ જાય છે. કેટ ચાલ્યા ગયા પછી મારે એક પણ મિત્ર નહિ રહે.

"તું પાછો આવ ત્યારે સુલેહ થઈ જાય તો ગમે તેમ કરીને પણ આપણે ભેળા થઈશું." હું કહું છું.

"તને લાગે છે કે આવા જખમ પછી પણ એ લોકો મને પાછો અહીં આવવાને લાયક ગણે?"

"આરામથી સારું થઈ જશે. અને સાંધાને કશું જ થયું નથી. સારું થઈ જવાનો ઘણો સંભવ છે."

"એક બીજી સિગારેટ કાઢ ને." એ સિગારેટ માગે છે.

"આપણે બે જણ મળીને જ ભવિષ્યમાં કંઈક કરી શકાશું." કમભાગી પોલ! મને ખ્યાલ પણ નથી આવતો કે કેટને ફરી હું જોવા નહિ પામું—કેટ, નાની નાની મૂછ અને તૂટી ગયેલા ખભા, જેની સાથે મેં આવા આવા દિવસો કાઢયા છે, એ, મારા પ્રાણ જેવો. એ કેટ ફરી મને નહિ મળે! મને એનો ખ્યાલ પણ નથી આવતો!

"કેટ, તારા ઘરનું સરનામું મને લખાવ. આ મારું સરનામું છે. હું તને લખીશ, આપણે સાથે જ કામ કરશું."

મારી ચોપડીમાં હું એનું સરનામું નોંધી લઉં છું. એ અહીં મારી બાજુમાં બેઠો છે છતાં મને એકલતા કેવી લાગે છે! એની સાથે જ મને પણ જવા મળે તેટલા માટે હું પણ મારા પગના નળાને ભાંગી નાખું તો?

એકાએક કેટના ગળામાં ઘરઘરાટી બોલે છે. એના ચહેરા પર લીલાશ આવે છે. "જઈએ" એ બોલે છે.

હું લથડતે પગે એને ઉપાડી લઉં છું અને દોડવા લાગું છું. સાથે એ પણ સંભાળ રાખું છું કે એના પગને આંચકો ન આવે.

મારું ગળું શોષાય છે. મારી સામે લાલ પીળાં તરવા લાગે છે. પણ હું પાટા બાંધવાની હૉસ્પિટાલે પહોંચી જાઉં છું. ત્યાં પહોંચતાં હું ઢગલો થઈને પડું છું. પણ મને એટલું ભાન રહે છે કે જેથી પડવાથી કેટના ઘવાયેલા પગને વધુ ઈજા ન આવી જાય. થોડી મિનિટો બાદ હું બેઠા થવાની શક્તિમાં આવું છું. મારા હાથપગ ધ્રૂજે છે. મારી પાણીની કોથળી પણ હું પકડી શકતો નથી. જોર કરીને એને હું હોઠ આગળ લાવું છું અને એક ઘૂંટડો લઉં છું. આંખમાં આનંદની છલક આવી જાય છે – કેટ આબાદ બચ્યો ખરો.

પણ પછી આસપાસ થતા અવાજોને પારખવા હું પ્રયત્ન કરું છું.

એક પરિચારક બોલે છે, "નાહક મહેનત લીધી."

હું એની સામે પ્રશ્નાર્થ દૃષ્ટિએ જોઉં છું.

એ કેટની સામે આંગળી ચીંધે છે. "મુડદાને ઉપાડી લાવવાનો કશો અર્થ હોતો હશે ?"

"મુડદું ? એને તો પગના નળામાં જ ઘા વાગ્યો છે."

એથી કંઈ ફેર પડતો નથી."

હું સમજી શકતો નથી. મારા કપાળ પરથી સરીને હજી યે પરસેવો પાંપણો પર ચાલ્યો જાય છે. પાંપણ લૂછીને હું કેટની સામે જોઉં છું. "બેશુદ્ધ છે." હું કહું છું.

પરિચારક હસે છે." હું તો વધારે જાણું ને ! એ મરી ગયા છે."

"અસંભવિત. દશ મિનિટ પહેલાં તો એ મારી જોડે વાતો કરતો હતો." હું ભારપૂર્વક બોલું છું.

હું એને સ્પર્શ કરું છું. એના હાથ ગરમ છે. એના પર ગરમ ચાય ઘસવા માટે હું એના ખભા નીચે હાથ સ છું; હાથ ભીનો લાગે છે, લોહી !

" ઓહ ! " મારાથી ચીસ પડાઈ જાય છે.

એને લઈને આવતો હતો ત્યારે મને ખબર જ નહીં એને લોખંડની કણી વાગેલી. સાવ નાની કણી, સાવ નાનો પણ ઝેરી કણી. માણસને મારી નાખવાને બસ થાય એટલી જ કેટનો એણે પ્રાણ લીધો.

ધીમેથી હું ઊભો થાઉં છું.

" એની નોટબૂક અને આ વસ્તુઓ લઈ જશો ત પરિચારક કહે છે.

હું વસ્તુઓ લઈ લઉં છું. પરિચારક મારો ચહેરો જોઈ છે. " તમે કંઈ સગા છો ? " એ પૂછે છે.

" ના, સગા નથી. અમે સગા હતા નહિ."

હું ચાલું છું ? મારા પગ હજી કાયમ છે ? મારી અ હું ઊંચી કરું છું, ડોળા ફેરવું છું. આમતેમ બધે ફેરવું છું; હતું તે જ છે. નથી એક વસ્તુ—એક સિપાહી સ્ટેનિસલાસ ? -સ્કી-કેટ એમાં નથી.

પછી મને કશાની ખબર નથી રહેતી.

☆

# ૧૨

પાનખર આવી છે. જૂનામાંથી હવે બહુ થોડા રહ્યા છે. અમારા વર્ગના સાત જણમાંથી હું એક છેલ્લો રહ્યો છું.

બધા સુલેહ અને સંધિની વાતો કરે છે. બધા એની રાહ જુએ છે. ફરીથી પણ એ ભ્રમણા ઠરશે તો તેમનાં હૈયાં ભાંગી જશે. આશા એટલી ઊંચે ચડી છે કે એ ભાંગી પડતાં માણસનાં હૈયાં જોરથી પછડાશે. હવે જો સુલેહ નહિ આવે તો બળવો આવશે.

હું થોડો ગેસ ગળી ગયેલો, એટલે મને ચૌદ દિવસનો આરામ મળ્યો છે. આખો દિવસ નાના બગીચામાં તડકામાં હું બેસી રહું છું. હું પણ હવે માનું છું કે સુલેહ થોડા જ વખતમાં થવાની છે. બસ, પછી ઘેર જવાનું.

અહીંથી મારા વિચાર આગળ જઈ શકતા નથી. હવે આવે છે તે કેવળ લાગણીઓ—જીવનલાલસા, ઘરનો વલવલાટ, મુક્તિનો તલસાટ. કોઈ ધ્યેય નહિ.

દુઃખ અને અનુભવબળ સાથે ૧૯૧૬માં જ અમે ઘેર પાછા જઈ શકયા હોત તો અમે જબરી ઉથલપાથલો મચાવી હોત પણ આજ તો અમે હારી ગયા છીએ, ભાંગી ગયા છીએ, બળીજળી ગયા છીએ, માર્ગમાંથી ફેંકાઈ ગયા છીએ, આશા વિનાના છીએ. આજ હવે નવો માર્ગ, નવું જીવન, નવી ચેતના મળવાનાં નથી.

અને લોકો પણ અમને સમજી શકવાના નથી—કારણ, જે પેઢી અમારી સામે ઊછરી છે, એ અમારી જોડે જ ચાલતી હતી, એને ઘર હતાં, ઘરની માયા હતી, એ હવે જૂની ઘરેડમાં ભળી જશે, અને લડાઈ ભુલાઈ જશે. અને અમારી પછી આવનારી પેઢી તો અમારા વર્તનથી આશ્ચર્ય પામશે અને અમને એક બાજુ ખસેડી દેશે. અમને પોતાને અમારી જરૂર નહિ રહે, અમારામાંના કેટલાક રાજીખુશીથી ચાલતી ઘરેડમાં ગોઠવાઈ જશે, કેટલાક ન છૂટકે ગોઠવાશે અને મોટાં ભાગના ખાલી ઉશ્કેરાટમાં જીવ્યા કરશે—વર્ષો વહી જશે અને અંતે નાશ પામી જશું.

પણ આ બધું વિચારું છું તે માત્ર કંટાળો અને નિરાશા છે; એ તો હું ફરીને પેલાં અમારાં પોપ્લરનાં ઝાડો નીચે જઈને ઊભીશ અને પવનની એક લહેરમાં પાન ખખડશે કે તરત ઊડી જવાનાં છે. અમારા લોહીને અજંપથી અકળાવી મૂકનાર એ તલસાટ, એ અજ્ઞેય, સમસ્યારૂપ ભવિષ્ય અને ભવિષ્યની આકાંક્ષાઓ, એ સ્વપ્નાંઓ અને એ પુસ્તકો, નારીની છાની છાની વાતો એ બધું આ તોપના અવાજ નીચે, આ નિરાશા નીચે, અહીંના કૂટણખાના નીચે દબાયેલ રહેવાનું નથી.

આ લીલા અને સોનેરી રંગે શોભતાં ઝાડો, લાલ ચટાદાર આ બોરડીઓ, દૂર ક્ષિતિજ સુધી ચાલી જતી ગામડાંની આ કેડીઓ, આની વચ્ચે સુલેહની અફવાઓથી છાવણીઓ મધપૂડાની પેઠે ગાજે છે.

હું ઊભો થાઉં છું.

તદ્દન સ્વસ્થ છું. વીતેલા મહિનાઓ અને વર્ષોને મગજમાં આવતાં રોકતો નથી, મારી પાસેથી એ શું લઈ જવાનાં છે ? હું એકલો છું, અંદરથી અને બહારથી. તેમનો સામનો કરતાં મને કશાનો ભય નડતો નથી. જે જીવન મને આટલી આટલી પરિસ્થિ-

તિમાંથી પણ પસાર કરાવી ગયું છે તે હજી પણ મારા હાથમાં અને મારી આંખોમાં છે. એને મેં ફુઆડી દીધેલ છે કે નહિ તેની મને ખબર નથી, પણ એ છે ત્યાં સુધી મારી અંતરની ઇચ્છાઓની પરવા કર્યા વિના પોતાનો માર્ગ શોધ્યે રાખશે.



# અંત

૧૯૧૮ ના ઓકટોબરમાં એ એવા દિવસે પડ્યો કે જ્યારે આખો યુદ્ધમોખરો એટલો શાંત અને સ્થિર હતો કે લશ્કરી રિપોર્ટ એક જ વાક્યમાં પરિપૂર્ણ બનતો હતો—પશ્ચિમના સમરાંગણે સંપૂર્ણ શાંતિ છે.

એ મોંભર એવી રીતે પડ્યો હતો કે સૂતો હોય એમ લાગે. એનું પડખું ફેરવીને એની સામે જોતાં લાગે કે હવે એ જરા પણ સહન કરી શકે તેમ નહોતો. જાણે આખરે અંત આવ્યાનો આનંદ થતો હોય તેવા ભાવમાં એનો ચહેરો સંપૂર્ણ શાંત લાગતો હતો.



હું એને સ્પર્શ કરું છું. એના હાથ ગરમ છે. એના કપાળ પર ગરમ ચાય ઘસવા માટે હું એના ખભા નીચે હાથ સરકાવું છું; હાથ ભીનો લાગે છે, લોહી !

"ઓહ ! " મારાથી ચીસ પડાઈ જાય છે.

એને લઈને આવતો હતો ત્યારે મને ખબર જ નહીં અને એને લોખંડની કણી વાગેલી. સાવ નાની કણી, સાવ નાનો ઘા, પણ ઝેરી કણી. માણસને મારી નાખવાને બસ થાય એટલી જ કણી. કેટનો એણે પ્રાણ લીધો.

ધીમેથી હું ઊભો થાઉં છું.

"એની નોટબૂક અને આ વસ્તુઓ લઈ જશો તમે ?" પરિચારક કહે છે.

હું વસ્તુઓ લઈ લઉં છું. પરિચારક મારો ચહેરો જોઈ રહે છે. "તમે કંઈ સગા છો ?" એ પૂછે છે.

"ના, સગા નથી. અમે સગા હતા નહિ."

હું ચાલું છું ? મારા પગ હજી કાયમ છે ? મારી આંખોને હું ઊંચી કરું છું, ડોળા ફેરવું છું. આમતેમ બધે ફેરવું છું, બધું હતું તે જ છે. નથી એક વસ્તુ—એક સિપાહી સ્ટેનિસલાસ કેટઝી-ન્સ્કી—કેટ એમાં નથી.

પછી મને કશાની ખબર નથી રહેતી.

☆